# રમુજ દિલ પસંદ.

આ

પારસી ગુજરાતી કીસાઓનું પુસ્તક છપાઈ બાહાર પડેલું

તેનું

**કવી. રણછોડ ગલુરામ**

પાસે શુધ ગુજરાતી ભાષાંતર કરાવી

સમશેર બાહાદુર છાપખાનામાં

સવાઈભાઈ રાયચંદ પાસે છાપાવી

ઊમેદ હરગોવીંદદાસે પ્રસીદ્ધ કરયું.

**અમદાવાદ.**

સંવત ૧૯૨૯ સને ૧૮૭૩.

કીમત રૂ ૧-૮-૦

આ પુસ્તક ત્રણ દરવાજા આગળ મેદાનમાં હોજની સામે ઊમેદરામ હરગોવીંદની આફીસમાં મળશે.

# પ્રારંભના કીસા.

## કીસો. ૧ લો.

એક દિવસે અકબર પાદશાહ શીકાર રમવા ગયો હતો. ત્યાં જંગલમાં પોતાનાં માણસોથી વખુટો પડયો ને ઘણી તરશ લાગી. તેથી તે જગામાં એક રાણુટીનું* ઝુપડું જોઇને પાદશાહે પીવનું પાણી માગ્યું. તે વેળાએ તે રાણુટીની ઓરતે પાણીને બદલે દુધ તથા શેલડીનો રસ આણી આપ્યો. તે પીધાથી પોતે અકબરશાહ ઘણોજ ખુશી થયો. તેથી કમરેથી કસબી દુશાલો છોડીને પેલી ઓરતને બક્ષીસ આપ્યો. ને કહ્યું "હાલ મારી પાસે બીજું કાંઈ હાજર નથી. વળી હું આ પાસેના શેહેરનો પાદશાહ છું ને મારૂં "અકબર" એવું નામ છે વાસ્તે જો તું કે તારો ધણી મારે ત્યાં આવશો તો હું રાજી કરીશ." એવું કહીને પોતે પાદશાહ ત્યાંથી ચાલતો થયો. થોડાક દહાડા વીત્યા પછી પેલી ઓરતે પોતાના ધણીને કહ્યું કે તું પેલા અકબરને ત્યાં જા તે તને કાંઈ આપશે. વળતી તે રાણુટીએ પેરો

---

* રણમાં રહેનાર.

કસબી દુશાલો ગાંડે વીંટયો અને એક લાકડીમાં પોતાનાં પગરખાં ભરાવીને તે લાકડી ખાંધ ઉપર મુકીને ચાલી નીકળ્યો. જ્યારે શેહેરમાં પાદશાહની દેવડી પાસે આવી પહોચ્યો ત્યારે લોકને પુછવા લાગ્યો કે અલ્યા પેલો અકબરીઓ ક્યાં રહેછે? એવા તોછડા નામથી કેટલાક લોકને તો પુરી સમજ ન પડી પછી દેવડી ઉપરના કોઇએ તે વનચરને[1] પુછયું કે શું તું અકબર પાદશાહને ખોળે છે? ત્યારે તે બોલ્યો કે" હા. હા. તેજ "પછી ત્યાં દેવડીનાં માણસોએ પાદશાહને ખબર કરી કે કોઇ જંગલવાશી પુરૂષ આપને શોધેછે. એવું સાંભળી અકબરશાહે તેને પોતાના મેહેલમાં બોલાવવાનો હુકમ કર્યો. આ વખતે પાદશાહ તખત પર બેશીને ખુદાની બંદગી કરતો હતો તેવામાં તે શાણુટી અંદર ગયો. અને જેવો ગયો તેવો તેણે પોતાની ખાસડાં સુધાં લાકડી પાદશાહના તખત ઊપર મુકી અને પુછવા લાગ્યો કે "ભાઇ તું સાજોછે? તારાં બાઇડી છૈયાં જીવતાંછે?" પાદશાહ બંદગીમાં હતો તેથી મોંડથી ન બોલતાં માથું હલાવી હાથની ઇસારતથી કહ્યું કે તું બેશ. ત્યારે તે શાણુટી પેલો દુશાલો છોડીને માથા તળે તકીઓ કરી તખતના પાયા ઉપર પગ ઊંચા મુકી લાંબો થઇને સુતો! જ્યારે પોતે બાદશાહ બંદગી કરી રહ્યો ત્યાર પછી ખુદા તરફ બને હા-

---

૧. વનમાં ફરનાર.

થ ઊંચા કરી દુઆ માગવા લાગ્યો. એ રીતે પાદશાહને દુઆ માગતો જોઇને પેલો રાણુટી એકાએક પોતાની લાકડી ખાસડાં ખાંધ ઉપર ચઢાવી મુગે મોંડે રીસમાં ચાલતો થયો. પાછળથી અકબરશાહે ઘણોએ બોલાવ્યો પણ તે પાછો વળ્યો નહી. ને ઘેર જઇ પોતાની બાઇડીને કહેવા લાગ્યો કે "શાંહનોએ અકબરીઓ તે મને શું આપશે." એજ બે હાથ લાંબા કરીને ભગવાન પાસે માગેછે ને. માટે હવે હું પણ ભગવાન પાસે માગું મને પણ એ આપશે. એટલું કહીને ચોખે પાણીએ હાથ મોં ધોઇને પાદશાહ કરતો હતો તે રીતે પોતે પણ મનમાં બડબડવા લાગ્યો ને બે હાથ ઊંચા કરીને ખરા ભાવથી કહેવા લાગ્યો કે હે ભગવાન તેં અકબરીઆને આપ્યું ત્યારે મેં તારી શી ચોરી કરી વાસ્તે દયા કરી મને પણ કાંઇ આપ કે જેથી મારા પરીવાર સુધાં સુખીઓ થાઊં. એ રીતે સાચા દિલની જાચના તેની પણ શ્રી ભગવાને માની લીધી અને જ્યારે તે પ્રાથનામાંથી ઉઠયો ત્યારે પોતાના બારણા આંગળ માણીક મોતીને હીરાના ઢગલા તેની નજરે પડયા. તેથી તે બોલ્યો કે વાહરે પરભુ શો પરસન થયો કે એણે બાળકના રમકડા જેવા લીલાપીળા પથરા આપ્યા! વળતી તેણે એવું વિચાર્યું કે "વારૂ તાંહરે એમાંના થોડાક પથરા મારા અકબરીઆના છોકરાંને રમવા સારૂં આપી આવું, એટલું બોલી પોતાનાં બે ખચર ઉપર પેલું ઝવેરાત ભરીને પ્રથમના જેવા ડાળે ખચરને હાકતો હાકતો અકબ

દશાહના દરબારમાં લેઇ આવ્યો. તે જોઇને પોતે પાદશાહ ઘણોજ અચરજ થયો. અને ધીરજથી પુછીને તેની સઘળી બીના જાણી લીધી પછી પોતે જગત કરતાનો મહીમા વખાણવા લાગ્યો. વળતી ધીરે ધીરે કેળવણી આપીને પેલા રાણ ટીને સલુકાઈમાં લાવી તેને પોતાનો એક મુખ્ય અમીર ઠરાવ્યો!

---

## કીસો. ૨ જો.

કોઇ બેવકુફ આદમી ઘોડાપર બેસીને જતો હતો. ઘોડાપર બેઠા છતાં તેણે પોતાની મુસાફરીનો સામાન પોતાના માથા ઊપર મુકેલો હતો. તે જોઇ રસ્તે જતા આવતા લોક તેને કેહેવા લાગ્યા કે રે નાદાન માથા પરનો બોજો ઘોડાની પીઠપર નાખી તે ઉપર કેમ નથી બેસતો. ત્યારે તે શખસે જવાબ દીધો કે વાહવાહ તમોતો મારા ઘોડાના મોટા દુશમન દેખાઓછો. તમારા કરતાં હું કાંઈ વધારે સમજું છું જો આ માથા પરનો ભારે બોજો ઘોડા ઉપર મુકુતો પછી મને કોણ ઉચકે ? વળી મને મારા શેઠનો ઠપકો મળે કેમકે તેની મુખ્ય શ્વારીનો આ ઘોડોછે. વાસતે આ મારા માથા ઉપર સામાન ઉચકીને જાળવણી કરૂંછું કે રખે ઘોડાને ભાર લાગે !

---

## કીસો. ૩ જો.

એક બાદશાહ જ્યારે જમવા બેસતો ત્યારે પોતાના સઘળા વજીર ઊમરાવોને કહેતો કે ચલો મરી જાઓ. એવું સાંભળી તે વેળા બધા ઘુંટેણીએ બેશીને પોતાનાં માથાં ભુંઇ ઊપર નાખતા. પછી પાદશાહ જમી રહેતો ત્યારે કહેતો કે ચાલો ઉઠો. એટલે બધા ભુંઇ ઉપરથી માથાં ઉંચાં કરી પાંશરા બેશી જતા. એક દિવસ તે મીજલસમાં કોઇ ખુશ મશ્કરો આવી બેઠો, તેવામાં પાદશાહને ભોજન વેળા થઇ. ત્યારે રાજની રીત પ્રમાણે પાદશાહે કહ્યુ કે "ચાલો મરી જાઓ ત્યારે સઘળાઓએ બેઠાં બેઠાં વાંકા વળીને પોતાનાં માથાં નીચાં નમાવ્યાં. પણ પેલો મશ્કરો તો વાંકો નહી વળતાં એમને એમ સામે મોઢે બેસી રહ્યો. તેથી પાદશાહે તેને રીસથી કહ્યું કે રે બે શરમા તું સાંભળતો નથી ? તીયારે તે મશ્કરે જવાબ દીધો કે હે પૃથ્વીપતિ આ બધાઓના પ્રાણ ગાંડવાટે ગયાછે. તેથી તેઓ નીચાં માથાં કરી વાંકા વળ્યાછે ને મારો પ્રાણ તો આંખવાટે ગયો વાસ્તે નીચી ડોક નહી વાળતાં એમનો એમ ઉઘાડી આંખે બેઠોછું આપ બે ફીકર થઇ નીરાંતે જમો. આવો હાજર જવાબ સાંભળી પોતે પાદશાહ હસી પડ્યો!

---

## કીસો. ૪ થો.

કોઇ કંજુસના ઘર આગલ એક ફકીર ભીખ માગવા

આવ્યો. તે આખો દિવસ તપ્યો પણ કશું મલ્યું નહી. તીયારે તેણે ધુસે થઇને પોતાની પાસેનો સાઠકો પોતાના અંગ ઉપર ફડો ફડ મારવા માંડયો તે એટલે સુધી કે સોરેસોર ઊઠીને લોહીની ટસરો છુટી. તીયારે તાંહાં ઉભેલા લોક પેલા કંજુસને ઠપકો દેઇ કેહેવા લાગ્યા કે અરે ભલા માણસ સાઠકા ખાઇ ખાઇને બિચારા ફકીરની ચામડીએ ફુટવા આવી તોપે હજી તેની ભીખ આપતાં શું થાયછે. અને ભીખમાં શું ભારે આપવાનુંછે, જ્યાં તાંહાંતો એક પાઇ આવું સાંભળી તે કંજુસે જવાબ દીધો કે ભાઇઓ તમો એ દુનીઆમાં ચાલતી કહેવત નથી સાંભળી કે "ચમડી ફુટે પણ દમડી ન છુટે !!

---

## કીસો. ૪ થો.

એક દિવસ એક પાદશાહ શીકાર રમવા ગયો. તાંહાં એક જંગલવાસી માણસના હાથમાં એક સારો ખબુતરનો જોડો જોવામાં આવ્યો. તે પાદશાહે પસંદ આવવાથી કીમત આપીને ખરીદ કર્યો. અને તે પોતાના ખીજમતદારના હાથમાં આપીને કહ્યું કે જ્યારે શીકારથી ઘર આગળ જઇએ તીયારે મને તે જોડો પાછો શોંપજે. હવે ખીજમતદારે પોતાના બે હાથમાં તે બે ખબૂતરો પકડેલાં હતાં તેમાંનુ એક ખબૂતર દઇવ જોગે ઉડી ગયું. જ્યારે પાદશાહ દરબારમાં

આવ્યો તીયારે પેલો ખીજમતદાર એક ખબૂતર લેઇને તે
ની પાસે ગયો. તે જોઇને પાદશાહે ગુસે થઇ પુછ્યું કે
બીજુ ખબૂતર ક્યાંછે ? તેણે જવાબ દીધો કે કૃપાનાથ એક
હાથમાંથી ઉડી ગયું. તીયારે ફરી પુછ્યું કે શી રીતે ઊડી
ગયું ? એવો સવાલ સાંભળી પેલા ખીજમતદારે પોતાના
હાથમાંનું ખબુતર પાદશાહના દેખતાં ઊરાડી મુક્યું અને ક
હેવા લાગ્યો કે આ રીતે પેલું ઉડી ગયું ! તેની બેવકુફી
ઉપર બાદશાહને ઘણું હસવું આવ્યું !!

---

## કીસો ૬ ઠો.

એક ઢંડીઆ માણસે રસ્તે ચાલતાં ધાર્યું કે જો મને
એક રૂપીઓ મળે તો તેમાંથી પાવલું પ્રભુનીમીત્તે
પુણ્યમાં વાવરૂં, એવા વિચારમાં આગળ ચાલતાં રસ્તા-
માંથી એક રૂપીઓ જડયો. એટલામાં પાવલું પુણ્યમાં આ-
પવાનો તેનો વીચાર ફરયો. અને રૂપીઓ સરાફને ત્યાં
વટાવા ગયો તો તે બાર આનાનો નીકળ્યો. ત્યારે તે પોતા-
ના દીલ સાથે કહેવા લાગ્યો કે વાહ વાહ પરમેશ્વર પણ
કેવો પોહોચેલો કે જેણે અગાઉથીજ પોતાનું પાવલું
કાપી લીધું ! તે જાણી ગયો કે એ લુચ્ચો કાંઇ આપ-
વાનો નથી. ! !

---

## ફાંસો ૭ મો.

કોઇ બેવકુફ સખસ બાઇડી પરણ્યો. ઘણી ઊંમર ગુજરીને કાંઇ છોકરૂ થયું નહી ત્યારે પેલી ઓરત ઘણી દીલગીર થવા લાગી. તેથી તેનો ધણી તેને પુછવા લાગ્યો, કે તું સા વાસ્તે આટલી બધી ઊદાસમાં રહેછે? તેણીએ કહ્યું કે શું કરૂં આખી ઊંમર જવા આવી પણ એક બાળક થયું નહી. બાળક રમાડવાની મને ઘણી હોંસ થાયછે. ત્યારે તેનો માટી બોલ્યો કે રે પ્યારી સોચના શીદ કરે છે; મનેજ તારો લાડકો જાણી પોતાના જીવને રાજી રાખ!

---

## ફીરો ૮ મો.

કોઇ પુરૂષે દેસાવરથી તેના ઘર ઊપર કાગળ મોકલ્યો; તે વાંચવાને તેની સ્ત્રી હાથમાં લેઇ બાહાર નીકળી. તેણીએ કોઇ રસ્તે જનાર મરદને આપ્યો. અને કહ્યું કે જરા આટલો કાગળ વાંચીઆપો. પેલા આસામીએ તે કાગળ લઇને ઊકેલ્યો અને ઉપરથી તે નીચે સુધી જોઇ પોકે પોકે રડવા લાગ્યો. તેની આંખમાંથી આંસુ ચાલતા જોઇ પેલી ઓરતનાં દિલમાં ફાળ પડી અને જાણ્યુ કે કાંઇ દૈવોગતી બની. તેથી તે સ્ત્રી તથા તેના સગા વાહલાં પણ રડવા કુટવા લાગ્યાં અને બુમ પાડીને બધાંએ પેલા કાગલ વાંચનારને પુછીયું. કે ભાઇ બોલોને માંહી સું

લખેલું છે? ઈશ્વરે અમારો વાંકો દહાડો કર્યો કે સું? તમે રડોછો કેમ અને પત્રમાં લખેલા સમાચાર કેમ નથી વાંચી સંભળાવતા? ત્યારે તે પુરૂષે પેલી ઓરતને કહ્યું કે રે બેહેન કાગળની ખીના વાંચીને રડતો નથી. પણ હું તો મારા કરમને રડું છું કે આટલો કાગળ વાંચવાને પણ સીખ્યો નહી!

---

## કીસો ૯ મો.

એક અટકચાળા હજામે કોઇ ગ્રહસ્થની હજામત કરી રહ્યા પછી તેના માથામાં પોતાની આંગળીના બે ટકોરા મારયા. ત્યારે તે ગ્રહસ્થે તે હજામના હાથમાં બે મોહોરો મુકી તે જોઇ પાસે ઊભેલા લોક તે ગ્રહસ્થને ઓછી અકલનો જાણી હસવા લાગ્યા. પેલો હજામ મોહોરચો મળવાથી ખુસી થયો અને જાણ્યું કે ટકોરા મારવામાં ઠીક ફાઅદાછે. પછી તેજ રીતે કોઇ આરબની હજામત કરી રહીને લાલચથી તેના માથામાં તે હજામે ટકોરા મારયા તેથી તે વખતે આરબ એવો ગુસ્સે થયો કે પોતાની કંમરેથી તલવાર ઊઘાડીને તેનું માંથુ ઉડાવી દીધું. આ વાતની જ્યારે લોકને ખબર પડી ત્યારે પેલા ગ્રહસ્થની અકલનાં વખાણ કરી કહેવા લાગ્યા કે તેની આપેલી મોહોરચો આજ વળી ગઇ! !

## કીસો ૧૦ મો.

એક બેગમ હાથીના હોદા ઉપર સ્વાર થઇને પોતાના રસાલા સંઘાતે જતી હતી. તેને કોઇએક ફકીરે કહ્યું કે "હે બેગમ કાંઇ બેરાદ કરીસકે?" ત્યારે તે બેગમે તેને એક મોહોર આપીઅને કહેવા લાગી કે "ફકીર સાહેબ કાંઇ હ મારા હકમાં દુવા કરો" એવું શાંભળી પેલો ફકીર બોલ્યો કે "બાઇ તું હાથીની અંબાડી ઊપરતો બેઠી છે, હવે સું ફકીરના સોઠા ઉપર બેસવાની દુવા કરૂં.

---

## કીસો ૧૧ મો.

કોઇ બાહાદસાહનો એક અમીર સીદીબાર નામનો જાતનો શીદી હતો તે એક દીવસ શપેત ઘોડા ઉપર સ્વાર થઇને જતો હતો. તેને કોઇએક ફકીરે કહ્યું કે "અબલક* કુચ ફકીર કું દેતા હે?" એવું સાંભળી તે અમીર ગુસ્સે થયો ત્યારે તે ફકીરે તેને કહ્યું કે "અબે કોયલે ચટકતા કયું હે લાલ હો રહે લાલ" એટલે એનો અરથ એવો કે હે કાયલાના જેવા કાળા કોયલાની ચીનગારી શું ઊરાડેછે? અગ્નિના જેવો લાલ ચોળ રહે.

---

## કીસો ૧૨ મો.

એક બાહાદસાહ આજાદ ફકીરોની હાજર જબાની

---

* અબલક એટલે કાબર ચીતરો

સાંભળીને ઘણો ગુસ્સે થયો ને તેઓને દરીઆ પાર કર વાને હુકમ કીધો. રસ્તે જતાં તે સઘળાં ફકીરોને લોકોએ પુછયુ કે "તમો કયા જાઓછો?" તેઓએ ઊત્તર દીધો કે "બાહાદરશાહે પોતાની દીકરીને દરીઆના બાદસાહ વેરે પર ણાવીછે તેની રીતભાત કરવા અમને મોકલેછે "આવી ફ જેતી ભરેલી વાત સાંભળીને બાદશાહે તેઓને પાછા શેહે રમાં તેડાવ્યા ને કહ્યું કે "પારો જયાંથી તમો આવ્યા છો ત્યાં જાઓ" ત્યારે તેઓ રસ્તામાં કોઇ ઘરડી કંગાળઔ શુતેલી હતી તેની જાંગમાં માંથુ ગાલીને એકની પાછળ એ ક એમ બધા મોત પોતાના માથાં એક બીજાના પગ વચે મુકીને હારબંધ લાંબા થઇ પડયા. જયારે લોકોએ કહ્યું કે "હે ફકીરો આ બીચારી બુઢીને સી બાલી હરકત કરો છો? તીયારે તેઓએ જવાબ દીધો કે સાહેબો બુદ બાહાદ સાહનો હુકમ છે કે"જયાંથી આવ્યાછો તીયાં જાઓ" તે થી ઘણા એક અંદર ગયા અને બાકીના અમો પણ અંદ ર જઇએ છીએ.

---

## કીસો ૧૩ મો.

એક બેહેરો બજારમાં રેગણાં ખરીદ કરવા ગઓ હતો. તેને તેના કોઇ દોસ્તે પુછયું કે કેમ ખુસમાં તો છો મેહેર બાન? તેણે જવાબ દીધો કે રેંગણા લેઊછું. ફરીથી પુછયું

કે તમે સારી પેઠ છો? જબાબ દીધો કે બચ્ચાં ઘણાં મો ઘાંછે. વળી પુછ્યું કે બાળ બચ્ચાં શારી પેઠછે? ઉતર આપ્યો કે સઘળાનું સાક કરીસ!!

## કીસ્સો ૧૪ મો.

એક અફીણીએ કેટલાએક છોકરાઓને મધખાતા જોઇને પુછ્યું કે એ શું છે? તીયારે છોકરાઓએ તેને તે ચખાડીને કહ્યું કે એ મધછે. વળી તે અફીણીએ પુછ્યું કે ભાઇ એ સાના થતું હશે? છોકરાઓ બોલ્યાં કે જ્યાં ઘણી માંખો એકઠી થઇને બેસેછે. તીયાં પુડાની અંદર થાયછે. એક વખતે તે અફીણી કેફની ઝુમમાં ચાલ્યો જતો હતો તીયાં રસતાની બાજુએ કોઇ છોકરૂ હંગેલુ હશે તેની ઊપર ઘણીએક માંખો બણબણતી હતી તે જોઇને પેલાં છોકરાએ બતલાવેલો મધપુડો યાદ આવ્યો તેથી ઘણોજ ખુસી થઇને ઉતાવળથી તે પડેલા નરકમાંથી આંગળી ભરીને ચાટીયું તો તેનો ગંધાતો અને ઓકારી આવે એવો સ્વાદ લાગ્યો તેથી હાકથું! હાકથું! કરીને કેહેવા લાગ્યો કે અરે શાલા છોકરાંએ મને છેતર્યો!

## કીસ્સો ૧૫ મો.

એક અફીણી કેફની ઝુમમાં છોકરાઓ સાથે "સંતાઘેનાં" રમત રમવા લાગીયો. અને જયારે છોકરા નાસીને

સંતાયા તીયારે પોતે પણ એક ખંડેર ઘરમાં નાસીને સં તાયો તીયાં અફીણની લેહેર ચઢી તેથી અંધારામાં ભી તને ઓઠીંગણે સવાર સુધી ઉભો થઇ રહ્યો. ને તે ઘેર ન હી ગયાથી તેની ઓરત ખોલવા નીકળી તેણીએ સાથે રમ નારા છોકરાઓને પુછયું "કે અહ્યા ભાઇ કોઇએ અફીણીને દીઠા છે?" તીયારે છોકરાઓયે કહ્યુ કે હા, હા, ગઈ કાલે તે અમારી સાથે રમતો હતો. એવું કહી પેલી જગા દેખા ડી ઓરતે તીયાં જઇને જોયું તો પેલા ખંડેર ઘરના ખુણા માં તે અફીણી ઊભો થઇ રહ્યોછે. વળતી તેણીએ ધણીના વાંસામાં ધેંડલાપોટ મારીને કહ્યુકે ચાલ્ય અહીયાં કેમ ચોટો રહ્યો છે! તીયારે પેલો અફીણીઓ ચમકીને કેહેવા લાગી યો કે ખારો પકડયો હવે હું દાંવ આપુંછું એટલે એ પોતાના મનમાં એવું સમજીયો કે દાવ વાળા છોકરે મને પકડયો !!

---

## કીસો ૧૬ મો.

કોઇ દાનાવ મરદે ઓરત નહોતી કરી. તેથી લોકો તેને કેહેવા લાગીયા કે સાહેબ તમો અકલમંદ છો. માંટે લગનની "તોક[૧]" તો ગળામાં નાંખવી. એતો ઇશ્વરની આગ્નાછે. તીયારે તે મરદ લાચાર થઇને એક ઓરત સાથેપર

૧. સાંકળ અથવા હાંસડી.

હયો તે ઓરત ઘણીજ ખરાબ અને હરામખોર હતી. એક દીવસ પેલો દાનાવ સખસ મીજલસમાંથી ઉઠીને ઘેર ગઓ અને જમવાની તાકીદ કરી પણ ખાણું તઇઆર નહી હોવા થી પોતે ઠબકા દેવા લાગીયો તીયારે તેની ઓરત ઘણી ગુસ્સે થઇ ને હાંડીમાં ખીચડી રાંધેલી હતી તે શુદ્ધાં મરદના માથા ઉપર ફેંકી તેથી તે ભાગીને તેનો કાંઠલો બિચારાના ગળામાં હાંસડીની પેઠ ભરાઇ ગયો. એવા હાલથી તે દાનવ મરદ મીજલસમાં આવીને બેઠા તીયારે લોકોએ પુછયુ કે "એ અદબી માફ—એ આપના ગળામાં સુ'? તેણે જવાબ દીધો કે "ભાઇઓ આ તમારી સીખામણના ફલ. તમોએ કહ્યું હતુ કે 'ઇશ્વરની આગ્નાની" તોક "ગળામાં નાંખવી ઘટેછે." તેજ તોક આ ગળે વળગેછે.

---

## કીસો ૧૭ મો.

કોઇ દરવેસની પાગડી માથા ઊપરથી છીનવી લેઇ એક સખશ બજાર ભણી નાસી ગઓ. તીયારે તે દરવેસ કબરસ્તાનમાં જઇને બેસી રહ્યો. લોકોએ કહ્યુ કે રે મુરખ તારી પાગડી લેઇને તે તો બજાર તરફ નાઠોછે. ને તું અહીંઆં કેમ બેસી રહ્યોછે ? જવાબ દીધો કે " બાવા તે અંત પોતાની મેળે અહીઆંજ આવશે. તેનો આ જગાએ આવ્યા વિના છુટકોજ નથી. તેથી હું અહીં બેઠલોછું.

---

## કીશો ૧૮ મો.

એક પોશ્તીર હમેસાં પાણીનો ઘડો પોતાના ઘળામાં બાંધીને ફરતોને જ્યારે ખુશીમાં આવતું તીયારે તેમાંથી કાઢીને પીતો. એક દહાડે તે ઘડા સુધાં મેદાનમાં ઉંઘી ગઓ. તીયાં બીજો એક પોશ્તી આવી પોહાચીયો, અને તેણે તે ઘડો છોડીને પોતાને ગળે બાંધીયો અને તેમાંથી થોડુંક પાણી પીને તે પણ તીયાંજ સુઇ ગઓ. પછી જ્યારે પેલો આગલો પોશ્તી જાગી ઊઠીયો ત્યારે તે વિચારવા લાગ્યો કે" મારા ગળામાં તો પાણીનો ઘડો હતો વાસ્તે હું પોતેજ છું કે આ ઘડો બાંધીને સુતેલો છે તે હું છું તેની મને માલમ પડતી નથી" એવી ફીકરમાં પડ્યો!

---

## કીસો ૧૯ મો.

કાઇ બે સ્ત્રીઓ એક છોકરાને સારૂ કજીઓ કરતી હતી તે બેઉ જણીઓ કહેતી હતી. કે એ છોકરો માહારો છે. તેઓને કાઇ સાક્ષી નહોતો તેથી બંન્ને લડતી લડતી કાજી પાસે ઇનસાફ કરાવા ગઇઓ. વળતી ત્યાં કાજીએ ફાંસી દેવાનું કામ કરનારને હુકમ ફરમાવ્યો કે આ છોકરાના બે કટકા કરીને એકેકો એ બેને વેંહેચી આપ. એવું સાંભળીને એક સ્ત્રી તો મુંગી રહી. પણ બીજી પોકાર ક

રીને કરગરવા લાગી કે" ઓ કાજીસાહેબ મારા છોકરાને કાપશો નહી! અને જો તમારો આવોજ ઇનસાફ છે તો હું એ છોકરાને માગતી નથી" આવી દયાની વાણી જાણી કાજીએ નિશ્ચય જાણ્યું કે આ છોકરાની મા તે એજ, ઓરતછે, પછી છોકરો તેને હવાલે કરી પેલી બીજી ઓરતને શિક્ષા આપીને કાઢી મુકી.

---

## કીસો ૨૦ મો.

કોઈ શેહેરમાં રૂનો જથ્થો ચોરાયો. ત્યારે તે માલધણી બાદશાહ પાસે ફરીઆદ ગયો. તે વિશે બાદશાહે ઘણી શોધ કરાવી પણ કશો ઠાગો હાથ લાગ્યો નહિં. પછી બાદશાહના એક અમીરે કહ્યું કે સાહેબ જો કદી આપનો હુકમ હોયતો હું તે ચોરને પકડી આપું. ત્યારે બાદસાહે પરવાનગી આપી. પછી તે અમીરે પોતાને ઘેર જઇને ઢંઢેરો પીટાવ્યો કે" આવતે કાલે મોટી જમણવાર છે વાસ્તે બધાં નાહાનાં મોટાં ગામના રહેવાસી મારે ઘેર જમવાને આવે. બીજો દિવશ થયો એટલે સઘળા લોક ત્યાં હાજર થયા. ત્યારે તે અમીર વારાફરતી લોકના મોંડા સામું જોઇ કેહેવા લાગ્યો કે" કેવા નિર્લજ અને હરામજાદા માણસો છે કે રૂ ચોરીને વળી મીજલસમાં જમવા આવ્યા છે. ત્યાં રૂનાં પુંમડાં પણ દાઢી સાથે વળગાડી લાવ્યાછે!!

આવું સાંભળીને થોડાક સખસો જલદી પોતાની દાઢીઓ સાફ કરવા લાગ્યા; એટલે અમીર ચેતી ગયો કે એજ ચો ર લોક છે. પછી તેઓને પકડીને બાદશાહ પાસે લેઇ ગયો.' ત્યારે બાદશાહે તે અમીરની અકલનાં ઘણાં વખાણ કર્યાં.

## કીસો. ૨૧ મો.

"આસફ ઊદવલા" નામના નવાબે સાંભળ્યું કે "શ્રી બેગાઉ" દેશના લોક ઘણાજ મુરખછે. જે સખસને તે દેસ નો પવન લાગેછે તે પણ મુરખ બની જાયછે. તે વિશેની અજમાયેશ કરવા સારૂં સાથે થોડાક સ્વારો લેઇ પોતે ન વાબ તે દેશ ભણી રવાને થયો. જયારે તે દેશના દરવાજા આગળ પોહોચ્યો ત્યારે વિચાર્યું કે રખે આપણને પણ અ હીંઆંનો પવન લાગે! તેટલા સારૂં જલદી જલદી સ્વારો સાથે ઘોડા દોડાવી તે દેશમાં દાખલ થયો. તેઓ પોતાના ઘોડા જે ઘણાજ જોરથી દોડાવતા ગયા તેથી મારેગમાં ઘ ણાએક લોકો જખમી થયા તેથી નવાબ પોતે દિલમાં સમ જયો કે ખરેખરો અહીંનો પવન એવોછે. કેમકે અમો શા હાણા અને સમજુ છતાં મુરખોની પેઠે ઘોડા દોડાવી ઘણા એકોને ઘાયલ કર્યા. પછી તે દેશના રેહેવાશી પોતાના વાર શા, હીસ્સાનાં કાગળીઆં લેઇ નવાબ પાસે ઇનસાફ કરવા આવ્યા. તેઓના શરીરમાં એકેકી કુડતી વગર લંગોટી સર ખી પણ હતી નહી. તેઓની આલઅલણ જોઇ નવાબ મોં-

ડામાં રૂમાલ દાબીને હસવા લાગ્યો. હવે નવાબને હસતો જોઇ પેલા લોકો પણ પોતાની કુડતીઓના છેડા ઊંચા લેઈ તેના કુચા મોડામાં દાબી હસવા મંડ્યા તે બેવકુફોને ઘણા કઢંગા અને નીચેથી નાગા જોઇ નવાબ ખડખડીને હશી પડયો !!

## કીસો. ૨૨ મો.

એક તેહેશીલદાર પોતાના લશ્કર સાથે ઊપરના કીસામાં લખેલા દેશમાં ઊઘરાણી સારૂં ગયો. ત્યારે ત્યાંના લોકો તેને જાફત આપવાનો માંહોમાંહી વિચાર કરવા લાગ્યા. તેઓમાંથી એક સખસ બોલ્યો કે ભાઇ આપણા દેશમાં કોઠ ઘણાં સારાં થાયછે તે મોકલીએ ત્યારે બીજાએ કહ્યું કે કોઠ કરતાં કાંદા ઘણા ઉત્તમ થાય છે તેથી તે ખુશી થશે. પછી સઘળાઓએ એ વાત પસંદ કરીને બે તરણ ટોપલા કાંદા લેઇ જઇને તેની આગળ મુક્યા ! તે જોઇને તેઓની બેવકુફી ઉપર પેલા તેહેશીલદારે ગુસ્સે થઇને પોતાના માણસોને હુકમ કર્યો કે આ કાંદા વતેજ મારમારીને એ લોકને અહીંથી કાઢી મુકો. પછી કાંદાનો માર પડવાથી તે લોકો નાસતા નાસતા કહેવા લાગ્યા કે "ઘણું સારૂં થયું કે આપણે કોઠ નહી લેઇ ગયાં" નહિ તો આપણાં માથે માથાં ફુટી ગયાં હોત !!

## કીસો. ૨૩ મો.

એક કાબેલ સખસ પોતાના એક ૧૦૦૦) હજાર રૂપીઆ કોઇ શાહુકારને સોંપીને પોતે પરદેશ ગયો. પછી

જયારે પાછો આવ્યો તીયારે તે શાહુકાર પાસે રૂપીઆ માગવા લાગ્યો. તે શાહુકારે જવાબ દીધો કે "તું જુઠું બોલેછે; તેં કાંઇ મને રૂપીઆ આપ્યા નથી." પેલો સખસ કહે "મે રૂપીઆ આપ્યા છે" ને શાહુકાર કહે "મને રૂપીઆ નથી આપ્યા" એમ બન્ને પરસ્પર કજીઓ કરવા લાગ્યા. લોકોએ પણ તે કાબેલ સખસને જુઠો પાડીને કહ્યું કે આ સરાફ ઘણો દાનતદાર અને વ્રતધારીછે. એણે કદી પોતાની દાનત બીગાડી નથી. એમ છતાં ઘણો કજીઓ કરીશ તો તેની તરફથી અમારે બોલવું પડશે. તીયારે તે કાબેલ લાચાર થઈને પોતાના. હેવાલની અરજી બાદશાહને આપી. બાદશાહે કહ્યું કે " તું તે શાહુકારની દુકાન આગળ જઇને ત્રણ દહાડા સુધી બેશ. અને તેને કાંઇ પણ કહેતોમાં. ચોથે દહાડે હું તે રસ્તા ઉપર આવીને તને સલામ કરૂં. તીયારે તું મને ફકત સલામ કરજે ને બીજુંકાંઇ બોલીશ નહિ. મારા ગયા પછી તારા રૂપીઆ એની પાસે માગજે ને પછી તે શો જવાબ દે છે તે મને જણાવજે.બાદશાહના હુકમ પ્રમાણે તે કાબેલ તે શાહુકારની દુકાન આગળ જઇને બેઠો. ચોથે દહાડે બાદશાહ પોતાની ફોજસાથે તે રસ્તા ઉપર આવ્યો. અને પેલા કાબેલ સખસને જોઇ પોતાનો ઘોડો ઉભો રાખ્યો. પછી સલામ કરીને પૂછયું કે " ભાઇ તું કયાં ફરેછે? ઘણા દહાડા થયા તું મારી પાસે કેમ નથી આવતો? અને તારી હકીકત મને જાહેર કેમ કરતો નથી?

તીયારે ફક્ત સલામ કરીને પેલો કાપેલ કાંઈજ બોલ્યો નહિ. આ સઘળું જોઈને પેલો સરાફ દિલમાં બહુ બીહીન્યો બાદશાહના ગયા પછી પોતે પેલા કાપેલને કહેવા લાગ્યો કે જ્યારે તેં મને રૂપીઆ રાખવા આપ્યા તીયારે હું કયાં હતો ને કયું માણસ મારી પાસે હાજર હતું તે ફરીથી કહે. તીયારે તે કાપેલે બધી બીના ફરીથી કહી સંભળાવી. તે વેળા તે સરાફ કહેવા લાગ્યો કે "હા હા ખરીવાત હવે મને યાદ આવી." પછી તે કાપેલ આગળ માફ માગીને તેના રૂપીઆ ગણી આપ્યા.

## કીસો ૨૪ મો.

કોઈ બે જણાએ પોતાનો માલ એક ઘરડી ડોશીને સોંપ્યો. ને કહ્યું કે જયારે અમો બન્ને જણા સાથે આવીએ તીયારે અમોને માલ આપજે થોડાક દાહાડા પછી પેલા બેમાંનો એક સખસ ડોશી પાસે આવીને કહેવા લાગીયો કે "મારો ભાગીદાર તો મરી ગયો માટે બધો માલ મને સોંપ. તીયારે તે ઘરડીએ તેનું કેહેવું સાચું માની તે માલ તેને આપ્યો. વળી થોડાક દહાડા પછી બીજો સખસ આવીને તે સ્રિ પાસે પોતાનો માલ માગવા લાગીયો. તીયારે તે બાઈ કહેવા લાગી કે "તારો ભાગીદાર" "તું મરી ગયો" એવું જુઠું નામ દઈ ઘણી હુજ્જત કરી મારી પાસેથી બધો માલ લેઈ ગયો. પછી તે સખસ પેલી બુઢીને કાજી પાસે પકડી ગયો. કાજીએ સઘળો હેવાલ સાંભળીને વિચાર્યું કે આ

ડારી બિચારી નિરપરાધીછે. તેથી પેલા સખસને કાજીએ કહ્યું કે ભાઇ તું અગાઊ કહી ગયો હતો કે જ્યારે અમો બે જણાસાથે આવીએ તીયારે અમને માલ આપજે. વાસ્તે જા તમો બન્ને જણાસાથે આવીને તમારો માલ લેઇ જાઓ, તને એકલાને કેમ અપાય ? પેલો બિચારો જવાબ દીધા વગર પોતાને મારગે ચાલતો થયો. !

## ફીરો ૨૫ મો.

કોઇ ગુલામ પોતાના માલેકને તીયાંથી નાશી ગયો હતો. કેટલાક દહાડા પછી તે બીજે ગામ ગયેલો તીયાં તેના માલીકે તેને દીઠો. તેથી તેને પકડીને પુછયું કે તું શું કરવા નાશી ગયોછે. તીયારે તે ગુલામ તુરત પોતાના માલીકનો પલ્લો પકડીને સામો તેને કહેવા લાગીયો કે "તું મારો ગુલામ છે. મારા રૂપીઆ લેઇ નાશીગયો હતો તે આજ હાથમાં આવ્યો છે. વાસ્તે તુંને સજા અપાવ્યા વગર છોડીશ નહી. પછી તેઓ બન્ને કાજીને તીયાં ગયા. કાજીએ તે બન્ને જણાને એકબારી આગળ ઊભા કરીને કહ્યું કે તમે બન્ને જણ તમારાં માથાં બારણા બાહાર કાઢો. જ્યારે તે બેઉ સખસોએ બારીની બાહાર માથાં કાઢ્યાં. વળતી કાજીએ ગરદન મારનારને હુકમ કીધો કે પેલા ગુલામનું માથુ કાપીનાખ. એવું સાંભળીને પેલા ગુલામે ઝટપટ પોતાનું માથું અંદર ખેંચી લીધું ને તેના માલેક તો પોતાનું માથું બાહાર

કાઢીનેજ ઉભો રહ્યો. પછી કાજીએ તે ગુલામને સજા આ
પીને તેના માલેકને સ્વાધીન કર્યો.

## કીસો ૨૬ મો.

એક દાહાડે જાફર જટલી પોતે બાદશાહને ત્યાં જઇ
કહેવા લાગ્યો કે હું પોતે ખુદાનો છોકરો છુ. આવું સાંભ
ળી બાદશાહે ગુસ્સે થઇને કહ્યું કે જો તું ખુદાનો છોક
રો છે તો મને કાંઇ ચમત્કાર દેખાડ. મારા એક ખુબસુર
ત દીકરાનું મોહોડું ઘણું મોડું છે તે તું નાહાનું કર્ય.
તીયારે જાફર જલટીએ જવાબ દીધો કે ખુદાવંત મારો
એક બીજો ભાઇ છે તે મોટાનું નહાનું કરેછે પણ હું તો
નાહાના મોડાંને ચીરીને મોટું કરૂંછું ! બાદશાહ આવી હા
જર જવાબી સાંભળીને હસી પડયો.

## કીસો ૨૭ મો.

એક આશામી પોતાનો માલ કોઇ સરાફને સોંપીને
પરદેસ ગયો. પછી જ્યારે પાછો આવીને તે માલ લેવા ગ
યો તીઆરે પેલો સરાફ નામુકર ગયો ને સોગન ખાઇને કે
હેવા લાગ્યો કે "તેં મને માલ સોંપ્યોજ નથી." તે સબ
બે કાજી પાસે જઇને સઘળો હેવાલ કહી સંભળાવ્યો. કા
જીએ વીચાર કરીને કહ્યું કે તું કોઇની આગળ એવાત ક
હીસ નહી કે મારો માલ સરાફ આપતો નથી. તેને માટે

હું એક તદબીર કરૂંછું. બીજે દહાડે કાજીએ તે સરાફને બોલાવીને કહ્યું કે મારા હાથ નીચે એક કારકુનની જગા નીકળવાની છે તે તને આપવાનો ઇરાદો રાખુછું કાર ણ કે તું એકીનદાર અને પાક દાનતનો માણસ છે. એવું સાંભળી સરાફ ખુસી થયો અને એ જગા લેવાની કબુલ રા ખી પોતાને ઘેર ગયો. તીયાર પછી પેલા સખસને કાજીએ બોલાવીને કહ્યું કે હવે જઇને તારો માલ પેલા સરાફ પા સે માગ નક્કિ તને આપશે. પછી જયારે તે સખસ તે સ રાફ પાસે ગયો તીઆરે આવો આવો કહીને ખુશ ખબર પુછી વળતી કહ્યું કે તમારો માલ હું ભુલી ગઓ હતો તે ગઇ રાતે મને યાદ આવ્યો.'' એટલું કહીને તે માલ તેને પા છો સોંપ્યો. પછી કારકુન થવાની લાલચે કાજી પાસે ગયો તી યારે કાજીએ કહ્યું કે હું આજ કચેરીમાં ગયો હતો તી યાં મેં સાંભળ્યું કે બાદશાહ તને એક મોટું કામ સોંપ વાને ચાહાયછે. વાસ્તે પરમેશ્વરનો આભાર માન કે જેથી તું મોટે દરજ્જે પોહોચીશ. ને હાલતો હું મારે વાસ્તે કો ઇ બીજો કારકુન શોધી લેઇશ. એવું બાનું કાઢીને કાજી એ તેને વીદાય કીધો.

## કીસો ૨૮ મો.

એક ઓરત પોતાની પડોસણ સાથે દુશમનાઇ રાખ તી હતી. એક રાતે દારૂપી છાકટી બનીને તેણીએ પોતાના

છોકરાને મારી નાખ્યો તે પાડોશણને ગળે પડી કે મારા છોકરાને તેં મારી નાખ્યો. એમ કહીને કાજી પાસે તેને લેઇ ગઇ. કાજીએ તે પાડોશણને એકાંતે બોલાવી ઘણી ધમકી દઇને પુછ્યું કે તું સાચું બોલ. નહી તો તને મારી નાખીશ. તીયારે તે બાઇએ સોગન ખાઇને કહ્યુ કે હું કશામાં નથી. તીયારે કાજીએ કહ્યું કે જો તું મારી આગળ નાગી થાય તો તારી વાત ખરી માનુ તીયરે તે ઓરત શરમાઇને પોતાનુ માથું નીચે ઘાલીને કહેવા લાગી કે મારે મરવું બહેતરછે પણ હું કદી નાગી થનાર નથી! વળતી કાજીએ તેને વિદાય કરી. પછી પેલી ફરીઆદ કરનારી ઓરતને એકાંતે બોલાવીને કહ્યુ કે જો કદાપી તું મારી આગળ નાગી થાય તો હું તારી વાત સાચી માનું. એવુ સાંભળતાં વાતજ તેણીએ નાગી થવાનો ઇરાદો કીધો તીયારે કાજીએ તેને નાગી નહી થવા દેતાં કહ્યું કે " હે પાપીણી તારા બાળકને તેંજ મારચોછે. પછી જયારે કોરડાનો માર પડચો તીયારે તેણીએ કબુલ કીધું કે હા સાહેબ મારાથી એ અપરાધ થયોછે. મેં મારી પાડોશણના ઉપર આળ ચઢાવા આવું ઘાતકી કામ કીધું પછી કાજીએ તે દુષ્ટ ઓરતને ફાંશીનો હુકમ ફરમાવ્યો.

## કીસો ૨૦ મો.

એક નીમાજી હમેશાં અરધી રાતની વેળા પોતાના ઘ

રનો ચેરાગ† ગુલ કરીને નિમાજ પઢવા સારૂં મશીદમાં જતો હતો. તે મશીદ તેના ઘરથી એક ગાઊને આશરે વેગળી હતી. એક દહાડે છેક મશીદની આગળ ગયા પછી તેને યાદ આવી કે આજ ચેરાગ ગુલ કર્યો નથી. તેથી તેજ વેળાએ પાછો ઘેર આવીને બારણા બાહારથી પોતાની લુંડીને કહ્યું કે તુ જલદીથી પેલી બત્તી બુજાવી નાખ. તીયારે લુંડીએ જવાબ દીધો કે સાહેબ બત્તીતો આપ ગયા તીયારની બુજાવીછે; પણ તમો છેક મશીદ આગળથી પાછા આવ્યા તેથી તમારો જોડાં ઘસાયો હશે નહી ? તીયારે તે નિમાજી એ પેલા લુંડીના વખાણ કરીને કહ્યું કે કેદાનાવ ધન્યછે તારી અકલને પણ તુ અંદેશો ન કરય તે જોડા તો મેં મારી બગલમાં મારેલોછે !

## કીસો ૩૦ મો.

એક અફીણી સાંજનો બજારમાં તેલ લેવાને સારૂ ગયો. રસ્તે ચાલતા પછવાડેથી એક ગાડી પોઈશ પોઇશ કરતી આવીપહોચી તેથી તે અફીણી કેફની ઝુમમાં ખસતો ખસતો કોઇ ગ્રહસ્થના ઘરનાં બારણાં બંધ હતાં તેને ઓઠીંગણ દઇને આખી રાત ઊભો થઇ રહ્યો. અને જ્યારે સહવાર થયું તીયારે પેલા ઘર ધણીએ પોતાનાં બારણાં ઊઘાડયાં

---

† દીવો.

તેના આંચકાથી પેલો અફીણી પડી ગયો એટલે બડબડવા લાગીયો કે હાય કમબખ્ત, જુલમી, તારી ગાડીને લીધે ખસતો ખસતો છેક ખુણામાં ભરાયો તો પણ તું મારી ઉપર ગાડીનો આંચકો લગાડયા વિના રહ્યો નહિ ! રે તું શું કરે તારી જાતજ એવીછે.

## ક્રીસો ૩૧ મો.

એક આશામીએ બાદશાહને તાંહા જઇ એવી ફરીઆદ હરી કે કોઇ સખસ હમેશાં મારે ઘેર આવે છે અને મારી ઓરત સાથે તેને ઘણી મોહોબત હોય એવું લાગેછે. પણ હજી સુધી મેં તેને જોયો નથી અને જાણતો પણ નથી કે તે સખશ કોણછે. હવે તે કોઇ રિતે પકડાય તો શારૂ કે તેનો આપની પાસે ઇનસાફ કરાવાય. એવું સાંભળી બાદશાહે એક અત્તરની સીસી આપીને કહ્યું કે આ અત્તરની સીસી તારી ઓરતને આપજે ને કહેજે કે તારી પાસે રાખજે અને તેમાંથી વાવરીશ નહી. તેજ પ્રમાણે પેલા આશામીએ કીધુ. પછી બાદશાહે છાના જાસુદ તેના ઘરની આશપાશ મુક્યા. ને તેઓને કહ્યું કે " જેના અંગમાંથી આ અત્તરના જેવી ખુશબો આવે તેને મારી પાસે પકડી લાવજો. પછી જયારે પેલી ઓરતના યારને અનુકુળ વખત આવ્યો તીયારે પોતે તે ઓરત પાસે ગયો. ઓરતે પેલું અત્તાર કપડાંપર છાંટીને તે સખશને કહ્યું કે આ અત્તર મને

મારા ધણીએ આપ્યુંછે અને તેમાંથી વાપરવાની સાફ ના પાડીછે પણ તારા જેવો મારૂ બીજો કોઇ દીલોજાન નથી. વાસ્તે તેનું કહ્યું તેની પાસે રહ્યું અને તારા અંગપર છાંટુંછું. પછી થોડીવારે જ્યારે તે યાર ઘરમાંથી જવાને બાહાર નીકળ્યો અને તેના કપડામાં અત્તરની ખુશબો આવવાથી પેલા જાસુદાએ તે સખસને પકડ્યો અને બાદશાહ પાસે લેઇ ગયા. તેજ વખતે બાદશાહે તેના વરને બોલાવ્યો ને કહ્યું કે આ સખસ તારી ઓરતનો યારછે તારે ગમેતો એને મારી નાખ કે ખુશી પડે તો માફ કરય.

## કીસો ૩૨ મો.

એક અમીર ઘણોજ કંજુસ હતો. તે એવો કે કોઇને ખવરાવે તોશું પણ કટકો રોટલી કુતરાને પણ કદી ન નાખતો. એક દહાડે કોઈ ગવઇઓ મોટું માણસ જાણી તેની આગળ આવી સારંગી સાથે ગાવા લાગીયો. એટલામાં જમવાની વેળા થઇ તીયારે ચાકરે આવીને પુછ્યું કે સાહેબ ખાણું લાવું? તીયારે જવાબ દીધો કે "જરા ધોભય મારૂં માથું દુખેછે" એવું કહી પોતે પલંગ પર સુઇ ગયો. તોયારે પેલો ગવઇઓ પણ તેના પગ આગળ પલંગ નીચે સુઇ રહ્યો. પછીથોડીવાર રહીને પેલા અમીરે ચાકરને પુછ્યું કે પેલી બલા ગઇ એટલે ગવઇઆએ જવાબ દીધો કે સાહેબ જાય ક્યાંથી, બલા તો પગે વળગીછે! ત્યારે તે અમીર જરા સરમાઇ હસી પડ્યો અને તે સારંગી વાળાને પોતાની સાથે જમાંડ્યો.

## કીસો ૩૩ મો.

કોઇએક ફકીર કંજુસને તીયાં ગયો. અને પોતાને તેની પાશેથી કાંઇ મળે એવી ચાહના કરી. એટલે પેલો કંજુસ કહેવા લાગીઓ કે રે સાંઇબાવા જો આપમારો એક સુકન પાળો તો પછી જે માગો તે આપું. તીયારે ફકીરે કહ્યું કે "અચ્છા બોલદે બાવા" તે કંજુસે હસતે મોહો ડે કહ્યું કે "આપ મારી પાશે કાંઇ માગશો નહી, એ સીવાય જે કહેસો તે કરીસ!!

## કીસો ૩૪ મો.

કોઇ શખ્સને એક કંનજુસ સાથે દોસતી હતી તેથી તેણે એક દીવસે તે કનજુસને કહ્યુ કે "ભાઇ હુ મુસાફરી કરવા જાઉછું. વાસતે તારી મને એક વીંટી આપ કે જે વારે તેને જોઇસ તીવારે તને યાદ કરીસ. આવુ સાંભળી કંજુસે જવાબ દીધો કે જીયારે તું તારી આંગલીને ખાલી જુએ તીયારે મને એવી રીતે યાદ કરજે કે દોસ્ત પાસે વીંટી માગી પણ તેણે આપી નહી જો આપી હોત તો આ આંગળીએ પેહેરત !!

## કીશો ૩૫ મો.

કોઇ વાણીઓ પોતાના ઘરમાં ઉંઘતો હતો. તેના પેટ ઉપર થઇ એક ઉંદર ચાલી ગયો એટલે તે ઝબકી

ઊઠીને "હાય હાયરે બાંપ" કરીને રડવા લાગીયો. તેથી ઘરના બધા માણસો જાગી ઊઠયાં અને રડવાનું કારણ પુછયું તીવારે તેણે જવાબ દીધો કે આ ઘરમાં મારાથી રેહેવાય નહી કેમ કે હવણા મારા પેટઉપરથી ઊંદર ચાલી ગયો. અને હું વળી એટલાજ વાસતે નથી રડતો પણ એમ રડું છું કે આજ તો ઉંદર ચાલી ગયો અને કાલતો પેટ ઊપર થઇને સાપ ચાલી જાય માટે રડયુ.!

## કીસો ૩૬ મો.

કોઇ ઓરતને તેની ચાળીશ વરસની ઉમરે ન થતાંની એક છોડી થઇ તેથી પોતે ઘણી હરખાઇને લાડમાં તેનુ નામ "ફજેતી" પાડયું. તે છોડી આસરે બે ત્રણ વરસની થઇને દેઇવ જોગે મરી ગઇ તેથી તેના બાપને દીલગીરી થઇ અને તે છોડીની મા તો "ઓ મારી ફજેતી ઓ મારી ફજેતી" એમ બોલીને રાતને દહાડો બહુ કલપાંત કરવા લાગી. એક દહાડો તેનો ધણી બાહારથી આવ્યો અને તેને કળાપીટ કરતી જોઇ દીલાસાથી કેહેવા લાગીઓ કે વારે વારે શુ કરવા ફજેતીને રડછે જો તારીને મારી હયાતી હશે તો ફજેતી ઘણીએ થશે. !!

## કીસો ૩૭ મો.

કોઇ અમીરને તીયાં એક ખુસ મશકરો બેઠો

હતો તેવામાં તે અમીરને ઘેર કોઇની તરફથી ગોળની ભેટ આવી તે જોઇ પેલા મસકરો હસતે મોહોડે કહેવા લાગો યો કે શાહેબ મે મારી ઊમરમાં આ સુધાં તરણ વાર ગોળ ખાધો. અમારે પુછીયું કેઇ કેઇ વેળાઓ? જવાબ દીધો કે એકતો હુ જન્મ્યો તીયારે બીજી વખત જયારે મારા કાન વીંધાવ્યા તીયારે અને ત્રીજી વાર હુ હવણાં સાહેબની આ ગળ આવેલા ગોળમાંથી ખાઇસ! પછી અમીરે કહ્યુ કે કદી હવણાં હુ તનેનહિ આપુતો? મસકરે જવાબ દીધો કે તીયારે તો ફકત બેજ વખત !

## ફોસે ૩૮ મો.

કોઇ અફીણી જંગલમાં બેસીને પીયાલામાં અફીણ ગોળતો હતો, તીયાં ઝાડીમાંથી એક સસલો નીકળીને ગભ રાટમાં તેના પીયાલાને અથડાઇને ચાલીયો ગઓ. તેનાં આંચકાથી પેલો પ્યાલો ઢોળાઇ ગયો. તેથી તે અફીણી ગુસ્સે થઇને બોલ્યો કે " રાંડના તને શું કહું પણ આ વાત તારા બાપને કહીશ " એવું કહી તે અફીણનું પ્યાલું બગલમાં મારી સઘળાં જનાવરોને જોતા જોતા શેહેર તરફ ચાલ્યો. રસ્તામાં તે સસલાનાજ જેવી શીકલનો એક ગધેડો દીઠો તીયારે પોતે ગધેડાવાળાને કહેવા લાગીયો કે " તારા ગધેડાના બચાએ મારૂં અફીણનું પ્યાલું ઢોળી નાખીયું છે. તેણે જવાબ દીધો કે તેમાં હું શું કરૂં જેના બચાંએ .

ઢોળી નાખીયું હોય તેને જઇને કહે. પછી તે અફીણી પેલા ગધેડાની પીઠ ઉપર હાથ મુકીને કહેવાનો ઇરાદો કરેછે એટલામાં તે ગધેડાએ એક પાછલા પગની લાત મારી તે વાગીયાથી " અરેરે " કરતો નીચે બેશી ગયો અને કહેવા લાગીયો કે જેનો બાપ આવોછે તેનાં બચ્ચાંનો શો વાંક. !!

## કીસો ૩૯ મો.

કોઇ અફીણીએ એક નવો ચાકર રાખ્યો ને તેને પુછયું કે ભાઇ તું કાંઇ અમલ કરેછે કે ? જવાબ દીધો કે મેહેરબાન આપનો ગુલામ અફીણ વગર કાંઇ ખાતો નથી. તે સાંભળી અફીણી ઘણો ખુશી થયો. અને પોતાની ડાબડી ઉઘાડીને થોડુંક અફીણ તેને ખાવા આપીયું. પછી કહ્યું કે આજ કમોદનો ભાત ખાવા મારી મરજી થઈ છે માટે જો તું જલદીથી રાંધે તો ખાઇએ. " વારૂ સાહેબ " કહીને તે ચાકર ચોખા રાંધવા લાગ્યો. એટલામાં તેને ઝુમ ચઢી તેથી બપોર થઇ ગયા. ત્યારે શેઠે કહ્યું કે ભાઇ ભાત થયો કે નહી ? જવાબ દીધો કે હા સાહેબ તઇયાર છે પણ જરા સીજવા મુકયો છે. શેઠે કહ્યું વારૂ પણ જલદી લાવ પછી માહા મેહેનતે રાંધતાં રાંધતાં સાંજ પડી તીયારે ભાત તઇયાર કરીને ચાકર લેઇ ગયો. અફીણીએ કહ્યું કે સાબાશ શું જલદી લાવ્યો છે. તીયારે તે ચાકર હાથ જોડીને કહેવા લાગ્યો કે સાહેબ તમારી ચાકરી મારાથી નહી બને ! કેમકે એવી જલ

દીની ચાકરીમાં તો કોઇ દાહાડે મારો જીવ જતો રહે !. એ ટલું બોલી ચાલતો થયો.

## કીસો. ૪૦ મો.

કોઇ મીજાજી આંધળો મારગે ચાલતાં એક કુવામાં પડી ગયો. અને માંહીથી પોકારવા લાગ્યો કે યારો મને બાહાર કાઢો. તીયારે લોકોએ તીયાં આવી તેને ખેંચી કાઢ વાની તદબીર કરવા માંડી એટલામાં તે આંધળો મીજાજ કરીને કુવામાંથી બોલી ઉઠ્યો કે ભાઇઓ કાઢતા હો તો કાઢો નહી તો હું મારે અંદર બીજે કયાંહી ચાલ્યો જઇશ-ને તમા રા હાથમાં નહી આવું. પછી તમે પસ્તાશો. !!

## કીસો ૪૧ મો.

કોઇ બે દીલીના વ્યસની એક મીઠાઇવાળાની દુકાન ઉપર આવ્યા. તીયાં એક બીજાને કહેછે કે ભાઇ આ મીઠાઇવાળો આંધળો હોય એવું લાગેછે. પછી તેમાંના બીજા એ અજમાવા સારૂં તે મીઠાઇવાળાની આંખ આગળ બે આંગળીઓ ધરી તીયારે પેલા કંદોઇએ કહ્યું કે તું શું કરે છે? જવાબ દીધો કે અમે સમજ્યા જે તું કાંઇ દેખતો નથી. કારણ કે જો તારાથી દેખાતું હોય તો આંખ આગળ પડેલી મીઠાઇ કેમ ન ખાય ? મીઠાઇવાળે જવાબ દીધો કે " ખાઇએ તો મર જાય " એવું સાંભળતાંજ પેલા બેઉ

મીઠાઇ ખાવા લાગ્યા અને ખાતાં ખાતાં કહ્યું કે ભાઇ તારૂં ઘર પરભુ રાખે અમારૂં ઘર જશે તો જા. !!

## કીસો ૪૨મો

દીલીના કોઇ બે ઠગ ઘેરથી વિચાર કરીને નીકળ્યા કે આજ બજારમાં જઇ મફત મીઠાઇ ખાઇએ એવું નીરધારી તેઓ ને આગળ પાછળ બજારમાં આવી પહોચ્યા. પ્રથમ એક જણે જતાંવારમાં રૂપીઆની બરફી તોલાવીને કંદોઇની દુકાન ઉપર ખાવા બેઠો. કંદોઇના મનમાં કે મીઠાઇ ખાધા પછી રૂ પીઓ આપશે. પછી બીજો આશામી પણ તેજ કંદોઈ ની દુકાન ઉપરથી રૂપીઆના પેંડા તોળાવી લેઇ ચાલવા લાગ્યો. તીયારે કંદોઇ તેની પાછળ દોડી જઇ કહેવા લા ગ્યો કે ભલા માણસ રૂપીઓ આપતો જાને. તીયારે તેણે જવાબ દીધો કે મેં રૂપીઓ આપ્યો તે શું ! એમ તેઓ એક બીજા સાથે રગઝક કરવા લાગ્યા તેથી ઘણા લોક એ કઠાં થઇ ગયા. તીયારે તે ઠગારાએ કહું કે અરે ભાઇઓ મેં એક ભલા માણસનાં દખતાં તેને રૂપીઓ આપ્યોછે. લો કોએ કંદોઇને કહ્યું કે તે જે માણસના દખતાં આપ્યો ક હેછે તીહાં લેઈ જઇને ખરૂં કરાવને. પછી લોકોના કહેવા થી તેઓ બધાય દુકાન ઉપર આવ્યા. તીહાં બેઠો બેઠો જે મીઠાઇ ખાતો હતો તેને પેલાના કહેવાથી કંદોઇએ સહુના દેખતાં પુછયું કે ભાઇ સાચું બોલજે શું એણે તારા દ

ખતાં મને રૂપીઓ આપ્યોછે ? તેણે જવાબ દીધોકે "હા હા એણે તો આપ્યો છેસ્તો ! પણ જોજે એની ગડબડમાં મારો આપેલો રૂપીઓ ભુલી જતો ! એવું કહીને તે બેઉ જણાઓ તેને બેવકુફ બનાવીને ચાલતા થયા અને તે બિચારો કંદોઇ તેમના નામને રોઇને રહ્યો.

## કીસો ૪૩ મો.

પઠાણોની વસ્તીમાં એક મુલાં હતો. તે લોકને તીહાં ફાતીઆ પઢવાનું કામ કરતો હતો. એકવાર સબરાતનો દહાડો આવ્યો તીયારે બધી જગાએથી ફાતીયા પઢવાનાં તેને તેડાં આવ્યાં. તે વખત તેના એક દોસ્તે પુછયું કે "માંઇ તમે તો એકલાછો. વાસ્તે તમામ જગાએ ફાતીઆ પઢવા જવાને કેમ પુરા પડી શકશો ? જવાબ દીધો કે મારે ફાતીઆ પઢવાં સાથે શું કામ છે, મુડદાં બેહેશતમાં[1] જાકે દોજખમાં ![2] મારેતો જઇને તીયાંથી હલવો લાવ્યા સાથે કામછે !

## કીસો ૪૪ મો.

થોડાક અમીર જાદાઓ એક મેદાનમાં મેખ દાટી તે ઉપર એક રૂપીયો મુકીને એવી સરત કરી કે જે એ રૂપીઓ તીરથી પાડે તે લે. એટલામાં કોઈ ફકીરે તીહાં આવી

---

૧ સ્વર્ગ ૨ નરક

સવાલ કીધો કે "ખોદાકે નામ પરદ્દા" તે અમીર જાદા ઓમાંથી એકે હસીને કહ્યું "શાહો સાહેબ નીશાન મારીને રૂપીઓ લો. ફકીરે જલદીથી તેના હાથમાંથી તીર કમાન લે ઇને ખુદાનું નામ દેઇ તે મેખ ઉપરના રૂપીઆપર તીર ફેં કર્યો. તીહાં બનાવ એવો બન્યો કે તાકીને વાગતાં રૂપીઓ અછત ઊડી ગયો. તે પેલા ફકીરે ઉપાડી લીધો. ને કહેવા લાગ્યો કે "બાવા ફકીરના સવાલનો હજી કાંઇ જવાબ મ ળ્યો નહિં તીયારે એકજણ બોલ્યો કે રૂપીઓ આપ્યોનો બ શે હવે શું જોઇએ." એટલે ફકીર બોલ્યો કે બાવા તે તો મેં મેખ મારીને લીધો પણ ફકીરનો શવાલતો હજુ બાકીછે!

## કીસો. ૪૫ મો.

અકબર બાદશાહને તીયાં લાડ અને કપુર નામના બે ગવઇયા હતા. તેઓ કોઇ કોઇ વખતે બાદશાહની સાથે ટો ળ કરતા હતા. તેથી તેઓ બાદશાહની આગળ બે શરમા થયેલા હતા. એક દહાડે બાદશાહે ફરમાવ્યું કે કાંઇ ગાય તેણે જવાબ દીધો કે નહિ સાહેબ બેલ. ફરીથી બાદશાહે કહ્યું, કાંઇ બોલ.. જવાબ દીધો કે વીશ રૂપીઆ મોલ. ફ રીથી બાહશાહે કહું કે શા હરામજાદાછે જવાબ દીધો સા હેબ હરામજાદા હોય તો કોડી નહી લેઇએ. આવું સાભ ળ્યાથી બાદશાહ ગુસ્સે થયો ને કહ્યુંકે મારા મુલકમાં રહે શો તો સજા પામસો. એવું કહીને તેઓને શેહેર બાહાર

કાઢી મુકયા. તેઓ બાદશાહની દેહેશતથી દીવશે બે ત્રણ ગાઊ શેહેરથી દુર રહેતા ને સાંજના પાછા ઘેર આવતા હ તા. એક વખત એવો બનાવ બનીયો કે એક દહાડે તેઓ સહવારમાં ઉઠીને દેશતથી શેહેરની બાહાર જતા હતા. ને સામે શિકાર કરી ઘોડાપર બેસી બાદશાહ આવતો હતો તે ઓ બાદશાહને દુરથી જોઇ એક ઊંચા વડના ઝાડ ઉપર ચડી ગયા બાદશાહ ઘોડો ફેરવીને તે ઝાડ નીચે આવ્યો ને તેઓને ઓળખીને કહ્યું કે કેમરે તમોને મેં કહ્યુ હતુ કે ત મારે મારા મુલકમાં નહિ રેહેવું ને અહીઆં કેમ ફરોછો ? તીયારે તેઓએ જવાબ દીધો બલીહારી જઇએ અમોએ સઘળા મુલકમાં ફરીને જયાં જોયું તીહાં તારોજ મુલકછે તે થી રઝળી રખડી હવે આ ઝાડપર ચઢી આશમાન ભણી જવાનો રસ્તો પકડ્યોછે ! આવા સબ્દ સાંભળીને બાદશા હ હશ્યો અને તેમનો ગુનો માફ કર્યો !

## કીસો ૪૬ મો.

કોઇ બે દોસ્ત સેલ કરતા કરતા દરીઆને કીનારે જઇપો ચ્યા. તેમાંથી એકે કહ્યું કે "ભાઇ જરા તમો ઊભા રહો હુ જલદીથી બેંડુબકીઓ મારી આવું." જવાબ દીધો કે ઘણુ સારૂ" પછી પેલાએ પોતાનાં કપડાં કાઢીને પોતાની પાસે વીશ રૂ પીઆ હતા તે સોબતીને શોંપીને પાણીમાં નાહાવા પડ્યો ત્યા રે પેલાએ તાબડતોબ પેલા વીશ રૂપીઆ એક માણસ પાસે પો

તાને ઘેર મોકલી દીધા. પછી જ્યારે પેલાએ પાંણીમાંથી નીકળી ને પોતાના રૂપીઆ માગ્યા ત્યારે તેણે કહ્યું કે ભાઈ હીસાબ સાંભળી લે! તે બોલ્યો કે વળી હીસાબ સાનો? તને રૂપીઆ આપતા તો વાર નથી લાગી. એમ તે બેઉમાં તડા તડી થવા માંડી. ને ઘણાં માણસો એકઠા થયા ત્યારે લોકોએ પેલા રૂપીઆ વાળાને કહ્યું કે ભાઇ તું શું કરવા ઉજત કરેછે. તારો હીસાબ સાંભળતો નથી ને? પછી અંતે થાકીને બોલ્યો કે વારૂ ભાઇ હીસાબ ગણાવ. ત્યારે પેલો કેહેવા લાગ્યો કે ભાઈ જ્યારે તેં ડુબકી મારી ત્યારે હુ સમજ્યો કે તુ ડુબી ગયો તેથી તારા ડુબીયાની ખબર તારે ઘેર કેવરાવી. તેને રૂપીઆ પાંચ આપ્યા! અને જ્યારે તુ પાણીમાંથી બાહાર નીકળ્યો ત્યારે ફરીથી રૂપીઆ પાંચ આપીને તારી ખુસ ખબર તારે ઘેર કહેરાવી! બાકી દશ રહ્યા તે મેં મારે ઘેર મોકલ્યાછે. તેની જો તને ફીકર થતી હોય તો મારી કનેથી પાંચ લખાવી લે! એવું સાંભળતાં તે બીચારો કેહેવા લાગ્યો કે વારૂ સાહેબ હું ભરી પુરીને પામ્યો!!

## કીસો ૪૭ મો.

એક દહાડો કોઇ બાહાદસાહે સાંભળ્યું કે પુરવ દેસના લોકો પણુ બે સરમા અને બોલવા ચાલવામાં વિવેક વગરના હોયછે. એ વાતને અજમાવા સારૂ ચારે દીસાઓ તરફથી

ચાર રામજણીઓને તેડાવીને પોતાની ખીદમતમાં રાખી. થોડાક વરશ પછી એક દહાડે બાહાદરસાહે પોતાના મેહેલ માં રાતે ખુશ બખતીની મીજલસ શણગારી. અને તેમાં પેલી ચારે રામજણીઓના નાચ ચાલતા કરાવ્યા. થોડીકુ રાત બાકી રહી ત્યારે બાહાદરશાહને પેલી વાત યાદ આ વ્યાથી તે ખરી ખોટી જોવા સારૂ પ્રથમ બાહાદરશાહે પશ્ચી મ દિસાવાળીને પુછીયું કે રાત કેટલી બાકી છે? તીયારે તે ણીએ જવાબ દીધો કે પૃથવીનાથ થોડીછે. બાહાદસાહ ક હે કે તેં કેમજાણ્યું તેણે નમ્રતાથી જણાવ્યુ કે પૃથવી પતી મારી નથનાં મોતી થંડાં લાગેછે. પછી દક્ષિણ દિસા વાળી ને પુછીયું કે રાત કેટલી બાકી છે? જવાબ દીધો હમણાં સવાર થસે. ફરી પુછીયુ કે તેં શાથી જાણ્યું. તે કેહેવા લા ગી કે માહારાજ પાન ફીકુ લાગેછે. પછી ઊતર દીશા વાળી નેપુછતાંતેણીએ જવાબ દીધો કે હવે રાત ઘણી થોડીછે કારણ કે દીવાની જયોત ઝાંખી લાગેછે. વળતી છેલીવારે બાહાદશાહે પુરવ દેશા વાળીને પુછીયુ કે રાત કેટલી અધુરીછે? તેણીએ ક હ્યું કે "છેક થોડીછે. ફરી પુછયું કે તેં કેમ જાણ્યું વારૂ? તેણીએ ઉતર વાળ્યો કે "હે દયાવંત હુ અધાણી થઈછુ અ ને તે મારી પરોઢની ટેવછે. તેથી કહુંછુ કે હવે રાત નથી આવું સાંભળી જોડેની સહેલીઓ તથા બેગમ વગરે મી જલસનાં માણસો ખડખડ હશી પડયાં તેથી બાહાદસાહેતે ને મીજલસમાંથી કાહાડી મુકીનેકહ્યું કે "મને કાઈએ કહ્યું

હતુ તે ખરૂછે કે પુરવ દેશનાં લોક ઘણા બે સરમાછે અને તે બાદશાહી મીજલસને બીલકુલ લાયક નથી.

## કીસો ૪૮ મો.

સાહજહાન બાહાદસાહ પોતાના દીકરા દારા સીકોને ઘણો ચાહતો હતો. એક દહાડો પોતે પોતાના છોકરા સાથે હાથીના હોદા ઊપર સ્વાર થઇને જતો હતો; એટલામાં દારાશીકોની નજર એક સાહુકારની છોકરી ઉપર પડી કે જેની ઉમર આસરે સોળેક વરસની હતી.તે બાળકીનુ મુખ પુરણીમાના ચંદ્ર જેવું સોભતુ હતું, બેઉ આંખોમાં કાજળ તથા દાંત ઉપર મશી લગાડેલી ને નખરાથી પાન ચાવતી હતી. અને જુવાનીના તોરમા પોતાના બે હાથ કમર ઉપર દઇને બેશરમથી ચોળીના બંધ છુટા મુકી ઉભેલી હતી. તેને જોઇને દારાશીકો આશક થયો અને પોતાના બાપને કેહેવા લાગ્યો કે પૃથવીનાથ આ ઓરત બે સરમીથી ઉભી રહીને સું આપણને જુએછે? ત્યારે બાહાદશાહે પોતાના કુંવરની બદ નજર થએલી જાણીને કેવા લાગીઓ કે દીકરા બાપ ભાઇની આગળ સરમ શાનીછે. એટલુ સાંભળીયાથી તે સાહાજાદો શરમાઇને ચુપ રહી ગયો.

## કીસો ૪૯ મો.

કોઇ છોકરો ભાડભુજાની દુકાન ઊપર શેવો મમરા

લેવા ગયો. જયારે ભાડભુજાએ પઈસાના સેવો મમરા તેને તોળી આપ્યા ત્યારે તે છોકરાએ ત્તાં ઓટલા પરના થાંભલાની આજુબાજુ પોતાના હાથ ઘાલી તે શેવો મમરા ખોબામાં લીધા પછી જ્યારે હાથ પાછા કાઢવા ગયો તે નહી નીકળવાથી છોકરાએ રડવા માંડયું ત્યાં ઘણાલોક એકઠા થઇ ગયા- તેઓ તેના બે હાથ વચ્ચે થાંભલો જોઇ બહુ અચરજ થાય પણ કોઇનો વીચાર પોચે નહી ત્યારે તેઓમાંથી એક જણ બોલ્યો કે "આઇ લાલ બુજગરની અકકલ વગર આ છોકરો બચવાનો નથી. પછી એ છોકરાના બાપને ખબર પડવાથી તે બુજગરને બોલાવી લાવ્યો, ત્યાં લાલબુજગર જોઈને કેહેવા લાગીઓ કે "માઇ તું લાલ બુજગરની વાત લાલ બુજગર જાણે" એવું કહીને ફરમાવ્યું કે આ થાંભલાની ઊપરનું છાપરૂ તોડી નાખો ને એ છોકરાને કમરમાંથી દોરડે બાંધી થાંભલા ઊપરથી ખેંચી કાઢો કારણ એ વગર બાજો ઇલ્લાજ નથી પછી એ પરમાણે છાપરૂ ભાગી નાંખીને છોકરાને પેલા થાંભલાની બાહાર કાઢીઓ.!

## ફીરો પ૦ મો.

લાડ અને કપુર નામના બે ગવઇઆએ એક દહાડો અકબર બાહાદસાહની આગળ ઘણું સારૂ ગાયન કર્યું તેથી બાહાદશાહે ખુસી થઇને તેઓને એક હાથી ઇનામમાં આપ્યો. તેઓ એક દહાડો હાથીની ખાધાંની વેળાયે તેની

આગળ જઇને બેઠા. તે હાથીને ખાતો જોઇ આશ્ચર્ય પામી ચિંતાતુર થવા અને કેહેવા લાગ્યા કે "ભાઇ બાહાદ સાહે આપણી પછવાડે તો આ એક મોટી બલા વળગાડી છે. એને આપણે નથી વેચી સકતા કે નથી કોઇને આપી સકતા. અને જો આવી રીતે આ હાથી ઘણા વરસ રહે શે તો તે આપણી સઘલી કમાઇ ખાઇ જસે. એવું વીચા રીને એક ઢોલ તથા તંબુરો તે હાથીના ગળામાં બાંધીને તેને સેહેરમાં છુટો મુકી દીધો હાથીના તોફાનથી સેહેરના લોક કાયર થઇ બાહાદશાહ પાસે ફરીઆદ ગયા. બાહાદ સાહે ફરમાવું કે જુઓ એ કોનો હાથીછે. એક જણાએ કહ્યું કે ગરીબ પરવર એ હાથી લાડ કપુરનોછે. ત્યારે તે બંનેને તેડાવી ગુસ્સે થઇને બાહાદસાહે કહ્યું કે "તમોએ હાંથી સા વાસતે છુટો મુકયો છે? તેઓએ હાથ જોડી વી નતી કરી કે હજરત સલામત, ગુલામને ગાવા વગાડવાનો જેટલો હુનર આવડતો હતો. તે સઘળો એક વરસમાં એ હાંથીને સીખવ્યો ને હવે ઢોલ તથા તંબુરો આપીને છોડી મુકયે છે. કે "જા મુલક બાહદસાહનોછે કાંઈ કમાઇ કરીને તું ત ણ ખાને અમોને પણ આપ!" આવું સાંભળીને બાહાદશાહ હ સો ને તે હાથીના ખરચને માટે તેઓને એક ગામ આપ્યું.

## કીસો ૫૨ મો.

એક વિદ્વાનની તારીફ તથા વખાણ સાંભળીને એક સખશે તેની મુલાકાત કરવાની ચાહનાકરીને તેને ઘેર ગયો

વીદ્વાન પોતાના બારણા આગળ બેસીને પુશતક વાંચતો હ
તો. તીયારે પેલાએ જઇને તેને સલામ કરી પાસે જઇ બેઠા.ને
પુછવાલાગ્યોકે મેહેરબાન આ કયું પુશતકછે?ત્યારે વીદ્વાન બોલ્યો
કે તુ કોણછેકે મને પુછેછે ? પેલા સખશે કહ્યું કે હું આપની
ચાકરી કરનાર છું વીદ્વાન બોલ્યો કે જા આ પુશતક શમજ
વાની તારામાં યોગતા નથી. તે સખસ બોલ્યો કે "સાહેબ હું ધા
રૂ છું.કેતમે ગેબના ઇલમની ચોપડી વાંચોછો કે તેથી તમો પેહેલી
જ મુલાકાતમાં મારી પરીક્ષા કરી દીધી. એવું સાંભળી તે સ
રમાયોને કહ્યું કે આ દોસતી અને મોહોબત કરવાનું પુશ
તક છે. તીયારે પેલા સખસે હસીને કહ્યું કે "સાહેબ એ
ટલાજ વાસ્તે તમે મોહોબત તથા દોસતી કરવાને લાયક
માણસછો" એટલુ કહીને તે જતો રહ્યો.

## ફીરો પર મો.

એક બેહેરો ગોવાળીઓ જંગલમાં બોકડાં ચરાવતો હ
તો. તેનો એક મોટો બોકડો ખોવાઇ ગયો તીઆરે તેણે
એક પોતાની લંગડી બકરીનો તરફ જોઇને કહું કે કદિ
જો મારો બોકડો જડેતો આ લંગડી બકરી કોઇને ધરમ
ખાતે આપી દેઉ. પછી થોડી વારમાં પેલો બોકડો જડયો
એટલે તે લંગડી બકરીનો કાન પકડીને કોઇને આપવા ચા
લ્યો. તે થોડેક ગયો તીયાં સામો એક બેહેરો મળ્યો તી
યારે તેની આગળ જઇ કહું કે આ બોકડી તું લઇજા હું ધ

મોઁદાખાતે આપુછ્યું તીયારે તે કેહેવા લાગ્યો કે " મેં એ ખોકડીનો પગ નથી ભાગ્યો! એ રીતે તે બેઉ બેહેરા હુજત કરવા લાગ્યા છેવટે બન્ને કાજી પાસે ગયા તે કાજી પણ બેહેરોજ હતો. અને તેઓના ગયાની અગાઉ પોતાના ઘરમાં કજીઓ કરી ગુસ્સામાં બેઠલો હતો તેણે પેલા બેઉ જ ણાને દુરથી આવતા જોઇ વિચાર્યું કે" વળી આવામાં મારી પાસે તેઓ કજીઆનું પાપ લાવેછે" એ બદ જા તની વાત હું કદિ સાંભળવાનો નહી" એવું કહીને તે કા જી ઘરમાં નાસી ગયો!

## કીસો ૫૩ મો.

દીદને દહાડે કોઇ બે ગવઇઆ તેમાં એક હથીઆ રબંદ અને બીજો વગર હથીઆરનો તે બન્ને એક ઉમરાવ નેતીયાં ઢોલ તંબુરાથી ગાઇ વગાડી કાંઇ ઇનામ લાવ્યા. તે વંચી લેતાં ઓછા અદકા બાર કજીઓ કરવા લાગીયા. તી યાં ઘણાં માણસો એકઠાં થયાં તે લોકોમાંથી એક સખસે પેલા વગર હથીઆર વાળાને કહ્યું કે સામાના હાથમાં તલવાર છે તેની તને બીક લાગતી નથી? તીયારે તે બોલો હજરત સલામત ત મે તમારા દીલમાં એમ ન શમજતા . મારે તીયાં પણ ગોખલા ઊપર કોડીઆમાં બે રૂપીઆ મુકેલા છે હવણાં તે લાવી ચોકમાં જઇને દોઢ રૂપીઆની તલવાર લેઉછું અને અર ધો રૂપીઓ આપી ઘસાવી બેઉ તરફથી ધાર કઢાવીને તેથી

તેનું માથું કાપી નાખું છું. આવી વાત સાંભળીને તમામ ગ.ગે હસ્યા ને બેઉ જણામાં શલાહ કરાવી.

## કીસો ૫૪ મો.

બે જમીનદાર પોતાના ગામથી બાહાર જતા હતા. રસ્તે જતાં આશરે પચાસ સાઠ વીઘા સારી જમીન જોઇને તેમાના એકે કહ્યું કે "ભાઇ કદી આ જમીન આપણે હાથ લાગેતો શું કરીએ? બીજો બોલીયો કે હુ મારા ભાગનીજમીનમાં ફુલનો એક સારો બાગ બનાવું પેલાએ કહ્યુ કે હુ તો મારા મેદાનમાં ગાય ભેંશને ચરતાં મુકુ તીયારે બીજો બોલ્યો કે ભાઈ તમને સારૂ લાગો કે ખોટું લાગો પણ હું નકી કહું છુ કે મારા બાગની પાશે ઢોરાંને ચરવા દેઉ! પેલાએ કહ્યું કે તેમાં કાંઇ તારૂં લાગતું નથી મારી જમીનમાં ચાહાય તે કરીશ. એ રીતે તે માંહો માંહી હુંકારે તુંકારે બોલીને મારા મારી આવીયા તેટલામાં બીજા વટેમારગુઓ વચ્ચે પડીને તેઓને છુટા કર્યા. ને કહ્યું કે તમે બે શું કરવા કજીંઓ કરોછો? તેઓએ પોતાના હેવાલથી લોકોને વાકેફ કરીયા તીયારે તેઓમાંથી એક બે ર્યો- કે ભાઇ એક કેહેવતછે કે" ન સુતર કે ન કપાસ. વણકર જોડે સોદ કંકાસ! એવું કહી એ બેને સમજાવીને સરવે તીયાંથી ચાલીયા.

## ફીરો પપ મો.

એક જોગી જંગલમાં ભભૂત લગાવી માળા મુદ્રા ઘાલી ઇશ્વર ભજનમાં મસ્ત રહેતો. તીયાં ચાર મુસાફર ર સ્તે ચાલતા તેની પાસે ઝાડ નીચે આવી બેઠા. તેઓમાં થીએક જણ તે જોગીને કહેવા લાગીયો કે'' આજ શું છે કે તમે જુગાર રમવા નથી ગયા શું કાઇ હાર્‍યા છો કે આ જંગલમાં સ્વાંગ બદલીને બેઠાછો? જોગી બોલ્યો, હા બા વા તું સાચું કહેછે. પછી બીજો બોલીયો કે તું ગઇ કા લે તો છોકરો થઇને ગલીએ ગલી ફરતો હતો ને આજ ઢોં ગ કરી અહીંઆં બેઠોછે? જોગી બોલીયો કે'' હા બાવા તું સાચું કહેછે. વળી ત્રીજાએ કહ્યું કે'' તમે રસ્તા ઉપર ઘણાક કાફલા લુટી લીધાછે ને હવે કહો કોને લુટવા બે ઠાછો? જોગી બોલ્યો, હા બાવા તું સાચું કહેછે. ત્યાર પ છી છેલાએ પુછયું કે '' સ્વામી તમે ભગવાનના ખરા ભગત છો માટે મારા પર કાંઇ દયા કરો. જોગી બોલીયો હા બાવા તું સાચું કહેછે. એટલું કહીને તે ચારે જણા જ તા રહા. એક મુસાફર કે જે ત્યાં બેશીને આ વાત સાંભ ળતો હતો તે જોગી પાસે આવીને નમઃસ્કાર કરી કહેવા લા ગ્યો કે'' માહારાજ તમોએ ચાર જણાના ચાર સવાલનો એકજ જવાબ આપીને પતાવ્યું તેનું શું કારણ? તોવારે આ પુછનારને પણ જોગીએ જવાબ દીધો કે હા બાવા તું

સાચું કહેછે. તે બોલ્યો, માંહારાજ હું કાંઇ પેલા ચાર જેવો નથી કે મોઘમ સમજયા વગર ચાલ્યો જાઊં. ખરો અભિપ્રાય જાણ્યા વિના આપનો કેડો નહીં મુંકું. એવું સાંભળીને તે જોગી બોલીયો કે" બાવા જે માણસ પોતે જેવું હોયછે તેવુંજ બીજાને સમજેછે. વાસ્તે તેઓના કહયાથી અમસરખા જોગીનું શું ગયું હુંતો જેવાને તેવોજ છું!

## કીસ્સો ૫૬ મો.

એકસમે રાજા વીર વિક્રમાજીતને ત્યાં ચાર સખસ ચોરીમાં પકડાયા ત્યારે રાજાએ તેઓમાંના એકને પોતાની પાસે બોલાવીને કહ્યું કે " આ કામ તમારે કરવું લાયક નહતું " એટલું કહીને છોડી મુકયો. બીજાને પાંચ સાત ગાળો દઇને કાઢી મુકીયો. ને ત્રીજાને ધોલ લાપોટા અને દશબાર ખાશડાં મારીને કાઢી મુકયો ને ચોથાનાં નાકકાન કપાવીને કાળુ મોડું કરાવી ગધેડાપર બેસાડીને શેહેરમાં ફેરવવાનો હુકમ કીધો. રાજાનો આવો ઇનસાફ જોઇને સઘળા કચેરીના લોક અચરજ પામ્યા. રાજાએ સવળાઓને પુછયું કે તમારા દિલમાં શું છે ? તે કહો. બધા હાથ જોડીને બોલ્યા કે ધર્માવતાર આપે જે ઇનસાફ કરયો હશે તે સમજીને કરયો હશે. પણ તેનો ભેદ કાંઇ અમને માલમ પડયો નહી. ત્યારે રાજાએ હશીને કહ્યું કે તે ચોરોની પછવાડે ચાર હલકારા દોડાવો કે એ ચોર અહીંઆંથી ગયા પછી શું કરેછે

તેની ખબર લાવે. એ પ્રમાણે કરતાં ત્રીજે દહાડે હલકારા ખબર લેઇ કચેરીમાં હાજર થયા. અને રાજા આગળ હાથ જોડીને કહેવા લાગ્યા કે હે ધર્માવતાર જેને મહારાજે એટલું કહીને કાઢી મુકયો હતો કે આ કામ તમારે લાયક હતુંન હીંતે તો જતાંવાંત ઝેરખાઇને મરી ગયો. જેને ગાળો દઈ કાઢી મુકયો હતો તે તો તે ગામ મુકીને જતો રહ્યોને જેને ધોલ લપડાક મારીને કાહડી મુકયો હતો તે તો તે દહાડાનો ઘરમાંથી બાહારનિકળતો નથી. અને જેને નાક કાન કાપી ગધેડેબેસારીશેહેરમાં ફેરવવાનો હુકમ કરયો હતો.તે રસ્તામાં ગધેડાઉપર બેઠેલો હતો. તમાશો જોનારાઓ ચારે બાજુથી કાંકરાનાખતા હતા એટલામાં તેની બાઇડી ત્યાં આવી તેને લોકનાં દેખતાં બોલાવીને કહેવા લાગ્યો કે "તું જલદીથી ઘેર જઇને મારે શારૂં નાહાવાનું પાણી મુકય. થોડુંક શેહેરમાં ફરવાને બાકી રહ્યુંછે તે ફરીને હું હમણાં આ તોફાનીઓના હાથમાંથી છુટીને આવુંછુ" એવું શાંભળીરાજાએ કચેરીના લોકને કહ્યું કે હવે તમે શમજયા, તેઓએ કહ્યુ કે "હા મારાજ આપનો ઇનસાફ આપજ કરો. બીજાની શી તાગાત કે આવી રીતે માણશની વરતણુકનો છુપો ભેદ જાણી શકે.

## કીસ્સે. ૫૭મો

એક વાણીઓ પોતાના દીકરાને પરણાવવાને જાન લે

ઇ બીજે ગામ જતો હતો રસ્તે ચાલતા એક જંગલ આ વ્યુ તીયાં તેનો ભાઇ એક ઝાડીના હેઠલ ઝાડે ફરવા બેઠો. તીયાંથી તેને વાઘ પકડી ગયો અને જ્યારે તેને આવતા વાર લાગી તીવારે તે વાણીઓ પોતાના મનમાં સમજ્યો કે કોઇ લેણદારે મારા ભાઇને પકડી બેશારો હસે તેથી તે રોજ મેળ ખાતાવહી કાઢીને લેણુ દેવુ તપાશવા લાગ્યો જયરે કોઇનું દેવું નીકળું નહી!ત્યારે ધાભરો પડીને જંગલમાં શોધવા લાગ્યો. થોડેક આઘે જઇને જુએછે તો એક વાઘ બેઠલો છે અને તેની આગળ તેનાં ભાઇનાં હાડકાં ચામડાં પડેલાં છે! તે જોઇને તે વાઘને કહેવા લાગ્યો કે " સાંભળરે ઓ ઊંટ, નથી અમારા ખાતામાં તારૂં નામ ઠામ, કે નથી કાંઈ જમા ઊધાર કે નથી કાંઇ લેહણું દેવું એમ છતાં ના હક તેં મારા ભાઇને શા હીસાબે મારી ખાધો ? ત્યારે તે વાઘ" હુઊં હુઊં" કરી ઘુરકીને ઊભો થયો કે વાણીઓ બુમ પાડી પાછો નાઠો. નાસતાં કહેવા લાગ્યો કે" વાહવાહ એજ હીસાબે મારયો છે ત્યારે તો ઠીકજ છે.!

## કીસ્સો ૫૮ મો.

ચાર સખ્સ પોતાના ગામમાંથી નીકળ્યા. તેમાં એક બરામણ એક રજપુત એક વાણીઓ અને એક હજામ હતો. તે ચારજણા એક શેરડીના ખેતર આગળ જઇ પહોંચ્યા તે ખેતરમાંથી શેરડી ઊખેડી ખાવા મંડયા, ત્યારે તે ખેતર

વાળો જોઇને વિચારવા લાગ્યો કે તેઓ ચારજણા અને હું એકલોછું. હવે જો તેમને ઠપકો દેશ તો મને હાંકયા વિના ન મુકે વાસ્તે કાંઇ હીકમત કરવી જોઇએ. એવું ધારીને તેઓની પાસે જઇ રામરામ કરીને કહેવા લાગ્યો કે "સાંભળો સાહેબો બ્રાહ્મણ તો અમારો ગુરૂછે, રજપુત ભાઇછે ને વાણીઓ મહાજન છે એ ત્રણેને શેરડી ખાવાનો હકછે. પણ આ હજામે શું સમજીને મારા ખેતરમાં હાથ ઘાલ્યો, તેનો ઇનસાફ તમેજ કરો. આ વાત સાંભળી તરણે જણા મુગા રહ્યા. પછી તે ખેતરવાળે હજામ પાસેથી શેરડી છીનાવી લીધીને મારીને કાઢી મુકયો. તીયાર પછી વળી તે કહેવા લાગ્યો કે "સાંભળો" ભાઇ બ્રાહ્મણ તો ગુરૂ તમો તો ભાઇ અમારોને તમારો માલ એકછે પણ વાણીઆએ શું કરવા મારૂં ખેતર ખરાબ કર્યું ? એને ત્યાં રૂપીઆ લેવા જઇશું તો શું તે કાંઇ વ્યાજ મુકી દેશે ? એવું સાંભળી તેઓ મુગા રહ્યા. ત્યારે તેણે વાણીઆનાં હાથમાંથી પણ શેરડીના સાંઠા ખુંચાવી લીધા. ને ધોલ લાપોટ મારીને કાઢી મુકયો. એજ રીતે તેણે ચારે જણાને વારા ફરતી મારીને કાઢી મુકયા. ને પોતાનો માલ બચાવ્યો. એક સખસે આવી વાત સાંભળી વિસ્મિત થઇને પોતાના એક દોસ્તદારને પુછયું કે એનું શું કારણ વારૂ ? કે ચાર જણાને એક જણે મારીને કાઢી મુકયા. મને જરા સમજાવીને કહો. ત્યારે તે દોસ્તે કહ્યું કે એમાં નવાઈ શાની લાગેછે. શું તે નથી સાંભળ્યું કે " જુગમાંથી છુટેલી સોગઠીમારી જાયછે. !

## કીસો ૫૯ મો.

કોઇ રાજાને ત્યાં બીકટખાં નામનો એક ગવૈયો હતો. તેના ગાવા વગાડવા ઊપર બાદશાહ ઘણો ખુશી થતો તેથી આઠ પહેર તેને પોતાની સોબતમાં રાખતો. એકવાર તે રાજાના ઊપર દુશમનની ફોજ ચઢી આવી ત્યારે તે રાજા પોતાના અમીર, ઊમરાવ લશ્કર સાથે ઘોડા પર સ્વાર થયો. ને પેલા બીકટખાંનને પણ કહ્યું કે તમે પણ હથીઆર ખાંનામાંથી સારાં સારાં હથીઆર પસંદ કરી લો કેમકે અમારી સાથે લડાઇના મેદાનમાં આવવું પડશે. એવું સાંભળતાં વાર તેના હોસ ઊડી ગયા પણ શરમનો માર્યો બોલ્યો કે "ઘણું સારૂ." પછી તેણે હથીઆર તથા ઘોડો પસંદ કરીને કાંઇ બાહાનું કાઢી પોતાને ઘેર ગયો. ને ઓરતને કહ્યું કે ચાલ્ય આપણે આ શેહેરમાંથી નાશી જઇએ નહી તો કાલે બાદશાહની સાથે મરવા જવું પડશે. તેની ઓરત ઘણી બુધિશાળી હતી તે બોલી કે લડાઇમાં કોઇ વગર મોતે મરતું નથી. એવું કહી એક ઘંટીમાં થોડાક ચણા દળી દેખાડયા કે જો આમાં આખા ચણા પણ રહ્યાછે. એજ પ્રમાણે લડાઇમાં પણ લોકો સલામત રહેછે. તે જોઇ તેનો ધણી કહેવા લાગીયો કે જે દળાઇ ગયા તેમાંનો હું છું એવું તેનું હીચકારાપણું જોઇને પેલી ઓરત ગુસ્સાથી બોલી કે જો તુ એવા ખાવંદની નિમકહરામી કરી તેનો સાથ છો

ડીશ તો હું પણ ખામુખા તને મુકી દઇશ. એવું સાંભળ્યાથી જવાબ નહી સુજવાને લીધે સવારમાં હથીઆર બંધ ઘોડે સ્વાર થઇ બાદશાહની આગળ હાજર થાયો, રાજાની સાથે લડાઇના મેદાનમાં ગયો. ત્યાં ચો તરફથી જ્યારે હથીઆરો ચમકયાં અને તોપના ગોળા ઉછળવા માંડયા તીયારે તે બી કટખાંનનો ઘોડો ગભરાઇને ભડકવા લાગીયો. તેથી પોતે હબકીને બીહીવા લાગીયો. ને રાજાને કહ્યું કે " હુ પડુંછુ" તીયારે રાજા સમજ્યો!! કે એ દુશમનના લશ્કર ઊપર પડવાનું કહેછે. તેથી તેને કહ્યું કે તું એવું ન કરીશ મારા હાથીની સાથે તારો ઘોડો રાખ. એજ પ્રમાણે તેણે બે તરણવાર રાજાને કહ્યું ને રાજાએ પણ તેને એકનો એકજ જવાબ દીધો. એટલામાં તો તે બીકટખાંનથી પોતાનો ઘોડો થોભાવી શકાયો નહી. તેથી તે ઘોડો એકદમ દુશમનના લશ્કરમાં દોડી ગયો. તીયારે તેણે લાચાર થઇને પોતાનો જીવ બચાવવાનો ઉપાય શોધ્યો કે કમરેથી દુપટ્ટો છોડીને વાવટો ઉડાડયો તીયારે તે દુશમનની ફોજે લડાઇ બંધ કરી. અને બીકટખાનની આગળ આવીને બધા પુછવા લાગ્યા કે તું શા સમાચાર લાવ્યો છે. બીકટખાન બોલ્યો કે પ્રથમ મને ઘોડા ઉપરથી ઉતારો પછી હું તમને કહુ. વળતી લોકે તેને ઘોડાપરથી નીચે ઉતારતાં તે કહેવા લાગીયો કે તમે શું કરવા લડાઇ કરો છો ? જેમ તમે કહો તેમ અમારા બાદશાહને કબુલછે. તીયારે સામા રાજાએ કહ્યું કે જો

તારો રાજા દશલાખ રૂપીઆ સલામતી તથા પોતાની કુંવરી મારા કુંવરને આપે તો હુ લડાઈ બંધ કરૂ. બીકટખાંન બોલીયો કે એ વાત મારા રાજાને કબુલ છે. ને વળી કાલે આવીને હુ તમને કહી જઈસ. આવી વાત શાંભળી દુસમનનાં માણસો ખુસી થયાં ને બીકટખાંનને મોટો સીરપાવ તથા રૂપીઆ આપી વદાય કર્યો. ને લડાઈ બંધ કરાવી બીજે દહાડે સવારમાં બીકટખાંન વાળા રાજાએ પોતાનુ લસકર લડાઈ ઊપર તઈયાર કરયું ત્યારે શામા પક્ષના એલચીએ આવીને કહ્યું કે ગએકાલ તમારો લશકરી ન્વાર દશ લાખ રૂપીઆ તથા આપની કુંવરી આપવા કબુલ કરી ગઓ છે, ને હવે વલી લડાઈ શા માટે કરોછો તીવારે રાજાએ કહ્યું કે જુઓ રે એવી રીતે કોણ કબુલ કરી આવ્યોછે? તેને મારી પાસે લાવો, તે વખત જાશુદ્દા બીકટખાંનને બાહાદરસાહ કને પકડી લાવીયા. તીયાં તેને પુછીયું કે તું કોના હુકમથી આવી લજાવનારી કબુલાત કરી આવીયો, તેણે જવાબ દીધો કે આટલી ધમકી શું કરવા દો છો જે ધણી આ ઘોડાપર શવર થશે તે પોતાની મેળે એવુ કબુલકરી આવશે આવું સાંભળતાં રાજાએ ગુસ્સે થઇને તેને કાઢી મુકીયો. તીયાં એક અમીરે કહ્યું કે "એવાના બોલવા પર ચિંતા સી કરવી શું તમે એવુ નથી સાંભળ્યું કે જેનું કામ જેનાથી થાય બીજો કરેતો ડાકર ખાયે!

## કીસો ૬૦ મો.

એક શખશની ભેંસ મરી ગઇ તેથી તે બેશીને રડતો હતો તેટલામાં એક પાડોસીએ આવીને પુછીયું કે "ભાઇ તમે સું કરવા રડોછો? તે બોલ્યો, ઇઆર મારી ભેંશ મરી ગઇ કે જેથી મારા બાળ બચ્ચાં પળતાં. પાડોશી બોલ્યો ભાઇ ધીરજ રાખો તમે શું કરસો આપણે કાળીચી જ સાથે લેહેણું નથી. તે પુછવા લાગ્યો કે તમારૂ શુ નુકસાન થયું છે જવાબ દીધો કે ગયેકાલે મારી ખીચડી રાંધવાની કાળી માટીની તોલડી ભાગી ગઇ! એવું સાંભળી પેલો બીચાર્‍યો હશો ને કહ્યું કે હા બાવા તું પણ સાચુ કહેછે.

## કીસો ૬૧ મો.

શાહજહાન બાહાદસાહને તીયાં કેટલાએક પોસતીયો[1] એકઠા થઇને અરજ કરી કે સાહેબ આપના અમલમાં અમે ભુખે મરીએ છીએ. ને બીજા સઘળાઓ મોજ કરેછે. ખાવા અને રેહેવાને જગા મળેતો અમે ઊગરીએ. બાહાદસાહે અરજી સાંભળીને વજીરને કહ્યુ કે એ પોશ્તીઓને ખાવા રેહેવાનો જલદીથી બદોબશત એવો કરો કે તે બીચારાઓ કાંઇ દુઃખ ન પામે. એવો હુકમ થતાંવાર ... ...આનુ તઇઆર કરાવી તેમાં સઘળા

---

૧ બળહીણાં.

તીયાં રેહેવાની જગા આપી. ને કાંઇક થોડો ઘણો મહી
નો બાંધી આપ્યો આ વાત સાંભળીને તમાંમ ગામના આ
ળસુઓ રૂપીઆની લાલચે તીયાં આવી પોરતીઓમાં નામ
લખાવી દાખલ થયા, એ રીતે એક વરશમાં હજારો માણ
શ પોરતી થઇ ગયા. તીયારે તે પોરતીખાનાના દરોગાએ
જઇને વજીરને કહ્યું કે સાહેબ આ પરમાણે બધાઓને મ
હીના આપ્યાં જશે તો થોડા દહાડામાં આખું સેહેર પો
રતી થઇ જસે. કેમકે એકજ વરશમાં જુઓ કેટલા બધા થ
ઇ ગઆ પછી વજીરે આ ખબર બાહાદશાહને પોહોચા
ડ્યાથી એવો હુકમ મળીયો કે એ વીશે તજવીજ કરીને જે
અશલ પોરતી હોય તેનેજ રેહેવા દેવો ને નવા જાણી જો
ઇને થયેલાને કાઢી મુકવા વળતી વજીરે પોતાને ઘેર આવી
ને તે બધા પોશતીઓને સારી પેઠ કેફ કરાવી. જયારે બ
ધાઓને કેફ ચઢી તીયારે તેઓને ખાવાને મીઠાઇ આપી. ને
કહ્યું કે "જે કોઇ ખાતી વેળાએ પોતાના શરીરને ખંજો
ળશે નહી તેને એક હજાર રૂપીઆ ઇનામ મળશે" મીઠ
ઇ ખાતા ખાતા તેઓના અંગમાં ગરમીથી ખરજ ઉઠી તી
યારે જે જુઠા પોશતી થએલા હતાં તેઓએ રૂપીઆની લા
લચે સરીરને ખંજવાળું નહી, પણ જે અશલ ખરા પોસ
તીહતા તેઓ તો કેહેવા લાગીયા કે અમારા એક વખતના
ખંજાળવા ઊપર હજાર હજાર રૂપીઆ કુરબાન છે એવું
કહીને તેઓ ઊપરા ઉપરી સરીર ખંજાળવા મંડી ગયા! તી

ચારે વજીરે પેલા લાલચથી જેઓ શરીર નહી ખજવાળતા હું તા તેયોને કાઢી મુકીને પહેલાઓના પગાર વધારી રેહેવા દીધા!

## કીસ્સો ૬૨ મો.

હરામનુ અને મફતનું ખાનારા દિલ્લીવાન વાંકા પ્રખીયાત છે. તેઓમાંથી એક વાંકો એક દહાડો મીઠાઇવાળાની દુકાન આગળ ઉભો રહ્યો ને તેની મીઠાઇ તરફ આખ ફાડી ફાડીને જોવા લાગ્યો. તે મીઠાઇ વાળાએ પુછીયું કે સાહેબ તમે શું જોઓ છો? તીયારે તેણે એક મીઠાઇની તરફ આગળી દેખાડીને પુછીયું કે આ શું છે? તે બોલીઓ "સાહેબ ખાજા" એવું સાંભળતાં વાંત તે મીઠાઇ ઉપાડીને ખાઇ ગઓ ને ઉલટો કેહેવા લાગીઓ કે મેં તારો હુકમ જાળ્યો તેની મેહેનતનું મને આપ, એવી રીતે ધમકી દેઇ ને બિચારા મીઠાઇ વાળા પાશેથી એક રૂપીઓ છીનવી લીધો કેટલાએક માણશોએ તે મીઠાઇવાળાને પુછીયું કે તમારે શો કજીઓ હતો.? તે બોલીઓ સાહેબ હું શું કહું મારૂકપાળ! જે કાને સાંભળતા હતા તે આજ નજરે દીઠું કે ઉલટો ચોર કોટવાળને દંડે!

## કીસ્સો. ૬૩ મો.

એક કરોડ પતી ઘણો બખીલ હતો તેને તીયાં ઘણાં લગન આવ્યાં તીયારે તેણે રસોઇઆને બોલાવીને કહ્યું કે "એક શેરની સોળ રોટલી કરજે અને બે ત્રણ વચે એક

રોટલી મુકજે જે ખાય તેને ખાવા દેજે ને બાકી વધેલી કદી કોઇ લેઇ જાય તેને ખબરદાર ખાળતો નહી. રસોઇએ જ વાબ દીધો, સારૂ શેઠ. આવી વાત સાંભળીને એક તેનો દોસ્ત બોલીયો કે "આતે તમે લગન કરોછો કે લુટા લુટ? તેણે જેવાબ દીધો કે ભાઇ જ્યારે તમારો શેવક કરેછે તીયારે લુટા લુટ કરેછે. તમે એવું નથી સાંભળીયું કે "જગતમાં શું લેઇ આવ્યા છીએ. ને શું લેઇ જવું છે, દાતાને કંજુસ નું ખાલી નામ રહી જશે!

## કીસો ૬૪ મો.

એક ગોસાઇ પોતાના ચેલાને લેઇ તીરથ કરવા નીકળ્યો રસતે જતાં એક ગામ આવ્યું તીયાંથી ગોસાંઇએ ચેલા કને કાંઇ ખાવાનું મંગાવ્યું તે ચેલો બજારમાં જઇ જુવે છે તો સઘળી વસતુઓનો એકજ ભાવછે એટલે જો ભાજી લે તો ટકે સેર મળે અને ખાજાં પણ ટકે શેર મળે, તેથો ખુસી થઇને પકવાન લેઇ જઇ ગુરૂની આગળ મુકયા. ગુરૂએ પુછીયું કે બચ્ચા આજ શું છે, તે તું પકવાન જેવી મોંઘી ચીજ લાવ્યો? તે બોલીઓ કે માહારાંજ બધી ચીજનો એકજ ભાવછે તેથી આ ખાજાં લાવ્યો. એવું સાંભળી ગોસાંઇએ. ચેલાને પુછયું કે" આ ગામનું નામ શું છે? જવાબ દીધો કે "અંધેરનગરી" તીયારે ગોસાંઇએ કહું કે હવે અહીંયાંથી ચાલો નહીં તો કાંઇ બળાપામાં પડશું?

ચેલાએ કહ્યું કે માહારાજ હું તો આ ગામમાંથી નહીં ખ
સું. આપને પધારવું હોય તો પધારો. તીવારે તે ગોસાં
ઇ ગયો ને ચેલો તીયાં રહ્યો. એક વરસમાં તે ખાઇપીને
એવો હલમસ્ત થયો કે એકદંમ ઓળખવામાં પણ આવે ન
હીં. એક દહાડો કોઇ ચોર ચોરીમાં પકડાયો. તેને તે ગા
મના રાજાએ ફાંસી દેવાનો હુકમ કર્યો. તીવારે કોટવાળે
સુળીની પાસે જઇને જોયું તો ચોર ઘણો પાતળો અને
સુળી ઘણી જાડીછે. તેથી તે ખબર તેણે રાજાને કરી. રા
જાએ ફરમાવ્યું કે જે કોઇ જાડો માણસ હોય તેને ખો
ળી કાઢી શુળીએ ચઢાવો. ને તે ચોરને મુકી દ્યો. એવો હુકમ
થતાં પેલા ચેલાને પકડી આણ્યો કે જે ખાઇપીને ખુબ મ
સ્ત થયેલો હતો. તેને શુળી પર ચઢાવાની તઇયારીછે એટ
લાંમાં ઇશ્વરનું કરવું એવું થયું કે તે ચેલાનો ગુરૂ તીરથ
યાત્રા કરીને તે ઠેકાણે આવી પહોચ્યો. તેણે પોતાના
શિષ્યને શુળીપર ચઢતો જોઇ કોટવાળને કહ્યું કે ભાઇ તું
એને શુળીએ નહીં ચઢાવતાં તેની વતી મને ચઢાવ. કોટવા
ળે પુછ્યું કે શું કરવા? તીયારે ગોસાંઈ બોલ્યો કે આ શુ
ળી ઊપર આ વખતે વીમાન આવેલું છે જે ચઢે તે તેમાં
બેશીને સ્વર્ગે જાય. આ શુળી ઊપર ચઢવા માટે મેં બા
ર વરસ સુધી તપશા કરીછે! અને તે દહાડો આજ ભગવા
ને મને દેખાડ્યોછે. કોટવાળ બોલીયો કે તીઆરે તને શું ક
રવા સુળીએ ચઢવું હું પંડેજ નહીં ચઢું! આવી ખબર

રાજાને થતાં તે તીયાં આવી કેહેવા લાગ્યો કે હે કોટવાળ તું આઘો રહે મારે સુળીએ ચઢવું છે. કોટવાળ કહે ના સાહેબ હું ચઢું એમ માંહો માંહી હુજત થતાં છેલીવારે તે ગામ નો રાજા પોતે સુળી ઉપર ચઢયો. પછી ગોસાંઇ પોતાના ચેલાને લેઇને તીયાંથી ચાલતો થયો અને બોલીયો કે રે ચે લા હું તને નહોતો કહેતો કે આંહી રહેવું સારૂ નથી. ચેલો બોલીયો હા માહારાજ આપની શિખામણનો આ જ મને ખરો અનુંભવ મળ્યો!

## કીસો ૬૫ મો.

એક દહાડો અકબર બાદશાહ માંછલાનો શીકાર કરવા ગ યો તીયારે બીરબલને બેગમે પુછ્યું કે બાદશાહ શું કરેછે? જવાબ દીધો કે ઝખમારેછે ગુહુ ખાયછે. આવાં વચનથી રાણી ગુસ્સે થઇને અકબરશાહને કહેવા લાગી કે બીરબલ એવો ડાંડછે કે મેં પુછયું તેનો આવો જવાબ આપ્યો. તીયારે અકબર બોલીયો કે બીરબલે ખરૂં કહ્યુ કારણ માંછલાને "ઝુખ" પણ કહેવાયછે અને વળી તેના શીકાર ની વેળા હું મધ ખાતો હતો! કોઈ ભાષામાં મધને "ગુહુ" કરી કહેછે આવાત રાણી સાંભળીને મુંગી રહી ગઇ!

## કીસો ૬૬ મો.

એક રોજ અકબરે બીરબલને એક ગોખલા ઉપરથી શેવ લાવવા સારૂ કહ્યું તે લાવતાં ગોખલામાં એક વીંછી હ

તો તે બીરબલની આંગળીએ કરડયો. તેથી તે પોક પોક મુંકીને રડવા લાગ્યો. પછી પોતે બાદશાહ બીરબલને ચીડાવા હમેશ એમ કહેતો કે ગોખલા ઉપરની સેવ. આવી બીજનું સાટું વાળવાને એક દહાડો બીરબલ પોતાનાં કપડાં કાઢી નાખી શરીરે મેશ ચોપડી ભુતના જેવા બની સંડાસમાં શંતાઈ પેઠો. બાદશાહ જ્યારે રાતરે ઝાડે ફરવા ગયો તીયારે દીવો બુઝાવી તેણે કારમી ચીસ પાડી બાદશાહને એવો બીહીવરાવ્યો કે તે દેશતનો માર્યો પોતાનો લેંઘો વાડામાંજ મુંકીને નાશી આવીયો. આવાત ફજેતીની બીહીકે બાદશાહે કાઈને કહી નહી. એક સમે તે કચેરી કરી બેહેલોછે તીયાં પોતે કહુ કે રે બીરબલ ગોખલા ઉપરની સેવ. તીવારે બાદશાહના સામું બીરબલે ધીમે રહીને કહું કે સંડાસમાંનો ભુત" આવું સાંભળતામાં બાદસાહ પોતે સરમીંદા થઈને ચુપ રહ્યો!

## કીસો ૬૭ મો.

એક બાદશાહની બેગમને હમેલ રહયા તીયારે બાદશાહે જોષીને બોલાવીને પુછ્યું કે મારે કુંવર થશે કે કુંવરી? તેણે તર્ક પ્રોહોચાડીને જવાબ દીધો કે કુંવર થશે. તીવારબાદ બેગમે પુછીયું તેને એવો ઉત્તર આપ્યો કે કુંવરી થશે. થોડા દહાડામાં કુંવરનો જન્મ થયો. તીયારે તે બેગમ જોષીને જુઠા જાણીને બાદસાહને કહેવા લા

ગી કે પેલો જોષી કાંઈ શાસ્ત્ર જાણતો નથી તીયારે બાદશાહ બોલીયો કે જુઠો કેમ કહેવાય! તેણે મને અગાઉથી કહ્યું છે કે કુંવર અવતરશે. તેવુંજ થયું. આવી રીતે તે જોષી પોતાની તદબીરથી ભલો કેહેવાયો!

## કીસો ૬૮ મો.

કોઈ શખશ એક કંજુસ શાહેબને તીહાં બબરચી પણાની નોકરી કરવા રહ્યો. એક દહાડો ખાણું તઈઆર કરી તે બધું હુકમ પ્રમાણે સાહેબની આગળ લેઈ ગયો. તે સાહેબ ખાણામાંની બધી રોટલી ખાઈ ગઆે તેમજ તેસાથે કેરીઓ હતી તે બધી ચુશી ગઆે ને ગોટલા છોતરા રેહેવા દીધાં તીયારે પેલા બબરચીએ ધીમે રહીને કહ્યું કે સાહેબ હું સું ખાઊ? જવાબ દીધો કે ભાઈ આ કેરીના ગોટલા છોતરાં મેં પણ ચુસાં અને તું પણ ચુસ આ દુનીઆમાં કોણ લાવ્યુંછે ને કોણ લેઈ જશે આંહી તો જેમ તેમ કરીને વખત ગુજારવો જોઇએ!

## કીસો ૬૯ મો.

એક સખસે બે હજાર રૂપીઆની કોથળી મોહોર બંધ કરીને શેહેરના કાજીને શોંપીને પોતે પરદેસ ગઓ. જયારે પાછો આવ્યો તીયારે પોતાની કોથળી કાજી પાસેથી જેવી હતી તેવી અકબંધ લીધી. ને મોહોર છોડીને જોયું તો

માંહીથી રૂપીઆને બદલે પઇશા નીકળ્યા તેથી તે કાજી સા થે કજીઓ કરવા લાગ્યો. કાજીએ કહ્યું કે તુ જુઠુ બોલે છે. તેં કાંઇ રૂપીઆ દેખાડીને મને કોથળી સોંપી નહો તી. જેવી તું સોંપી ગયો હતો તેવીજ મેં અકબંધ આજ તને પાછી સોંપી. એવું કહી કાજીએ પોતાના માણશો પા શે તેને ધકકા મારી કાઢી મુકયો. પછી તે શખશે બાહાદ સાહ પાશે જઇ પોતાનો હેવાલ કહી સંભળાવ્યો. થોડીકવાર વિચાર કરી બાહાદસાહે કહ્યું કે હાલ આ કોથળી મારી પાશે મુકી જા તારો ઇનસાફ જોગવાઇ આવ્યે થોડા દી વસમાં કરીસ. બીજે દીવશે બાહાદસાહે પોતાના તખત ઉ પર પાથરેલી એક નવી ગાદી હતી તે હળવે સક ફાડીને પો તે સીકાર ગયો. અને જે ફરાસની તે દહાડે તખત બીછાવા નીં વારી હતી તે પેલી ગાદીનેં ફાટેલી જોઇને દેસતથી ધ્રુજવા લા ગ્યો. ને બીજા ફરાસને દેખાડીને કહ્યું કે બાહાદસાહ જા ણશે તો મને મારી નાંખસે. તેણે પુછયું કે કોઇ બીજાએ એં વાત સાંભળીછે. અથવા ફાટેલી જોઇછે? તીયારે તેણે ના કહ્યું પછી બીજા ફરાશે દીલાશો દઈને કહ્યું કે આ આપણા શેહેરમાં એક ઉસ્તાદ તુણનારછે. તેની પાશે લેઇ જા. તે ગાદીને એવીતો તુણીને કરશે કે કોઇ ફાટેલી ઓળ ખી શકસે નહી. પછી તે ફરાશે તેના કહ્યા પરમાણે તે તુ ણનારની દુકાને લેઇ ગઓ. ને કહ્યું કે ભાઇ તું જે મા ગે તે આપું પણ એવી તુણજે કે માલમ પડે નહી. ત્યા

રે તુણનારે અરધી મોહોર માગી તીયારે પેલા ફરાશે આ ખી મેહોર આપી. વળતી તેણે એક રાતમાં પેલી ગાદીને તુણીને સાજી કરી આપી. પછી બીજે દહાડે ફરાશે તેજ ગાદી તખતઊપર પાથરી. બાહાદસાહે દુરસ્ત જોઇને ફરાશને પુછીઉં કે આ ગાદીને કોણે તુણી? તીયારે તે ફરા શ ઘણો બીહીનો તેથી બાહાદસાહે તેને ધીરજ આપીને કહ્યું કે તું ડરીશ નહી. એ ગાદી કામને સારૂ મેં પોતે ફાડી હતી, તીયારે ફરાશે ચીંતા તજીને કહયું કે ગરીબ પરવર તે આપણા શેહેરના એક તુણનાર પાશે દુરશત કરા વીછે, પછી બાહાદસાહે તે તુણનારને બોલાવીને પુછયું કે તેં કોઇ દહાડો આજ પરમાણે એક કોથળી તુણી છે? જ વાબ દીધો હાજી બાહાદસાહ કહે કે હાલતું તે કોથળીને ઓળખી શકે ખરો? તેણે કહયું હા પછી બાદશાહે પેલી કોથળી તુણનારને દેખાડી તે તેણે તુરત ઓળખીને કહ્યું. યું કે આ કોથળી કાજી સાહેબે મને તુણવા આપી હતી પછી બાહાદશાહે કાજીને બોલાવીને કહીયું કે આજ સુધી હું તારી દાનત ઉપર ઘણો ઇતબાર રાખતો હતો અને વીસવાસુ જાણીનેજ આ શેહેરનો કાજી ઠરાવ્યો હતો પણ હ વે તને શારી પેઠ જાણ્યો કે તુ ચોરછે. તેં શા વાશતે આ સખસના નાંણા પચાવ્યાં છે? કાજી બોલ્યો ખુદાવંત કોણ કેહેછે? બાહાદસાહે કહીયું કે હું કહું છું એટલું કહી પેલી કોથળી કાઢીને તુરયાની નીશાની દેખાડી તેથી કાજી

સરમીંદો થઇ માથું નીચું કર્યું! પછી બાસાદસાહે પેલા સખસના રૂપઈઆ પુરેપુરા અપાવી કાજીને કેદખાનામાં નાખ્યો!

## કીસો ૭૦ મો.

કોઇ આશામીના ઘરમાંથી એક મોહોરોની ભરેલી કોથળી ચોરાઇ. તે વિશેનો શક ઘરનાં માણશો ઉપર આવવાથી તેણે કાજીને ફરીઆદ કરવાથી કાજીએ તેના ઘરનાં સઘળાં માણશોને બોલાવીને દરેકને એકકી લાકડી આપી. તે બધી લાકડીએ લંબાઇમાં સરખી હતી. કાજીએ કહીયું કે હું જે વેળા તપાશીશ તે વેળા જે ચોર હશે તેની લાકડી હશે તે કરતાં એક આંગળ લાંબી વધશે એવું કહી શઘળાઓને વીદાય કરયા. જે શખસ ચોર હતો તેણે બીહીને અગાઊથી એક આગળ પોતાની લાકડી કાપી નાખી. પછી બીજે દહાડે જયારે કાજીએ સઘળાંને તેડાવ્યાં ને તપાશી જોતાં જેની લાકડી ટુંકી માલમ પડી તેને પકડી ધમકી દેતાં મોહોરોની કોથલી મલી આવી તે કાજીએ તેના માલેકને પાછી શોંપી! ને પેલા ચોરને શજા કરી.

## કીસો ૭૧ મો

એક સખસે બીજા સાથે કોઈ બાબત વિશે એવી શરત કરી કે જો હું હારૂં તો મારા શરીરમાંથી એક શેર માંસ તું કાપી લેજે. પછી જયારે તે શરત હાર્યો તીયા

रे पेलो तेना शरीरमांथी शेर मांस कापी लेवा तइयार थ यो. पण ते सख्स बीही-यो अने कापी आपवा ना पा डी ए उपरथी मांहोमांही टंटो थइ ते बे जणा काजी पा से गया. काजीए पेला जीतनारने कह्युं के आ काम जी वना जोखमनुंछे माटे तुं एने माफ करय. पण तेणें मान्युं नहीं छेलीवारे काजी धुस्से थइने बोल्यो के वा रु तुं एना शरीरमांथी काप पण रखे जो शेरथी तसभा र वधतुं के ओछुं कपाशे तो तने भारे शिक्षा थशे ए वुं सांभळी सामानु शरीर कापवानो तेनी हीमत चाली नही पछी लाचार थइने माफी आपी ?

## फीरो ७२ मो.

केटलाक शोदागरो कोई बादशाह पासे घोडा लेइने ग या. बादशाहे ते घोडा पसंद करीने खरीद करया. तेनी की मत चुकवी आपी ते करतां बे लाख रुपीआ वधारे बी जा घोडा मंगवा सारु आप्या. सोदागरो ते रुपीआ लेई पोताने देश विदाय थया. एक दहाडो बादशाह खुशी अ ने मस्तीनी हालतमां छतां पोताना वजीरने कह्युं के आ पणा शेहेरमां जेटला गांडाछे तेओना नामनी टीप उता रय. वजीरे अरज करीके में ते नाम अगाउथी लखी रा खेलाछे. अने तेमां पेहेलुं नाम तो आपनुंजछे. बाद शाहे पुछ्युंके शा वास्ते मारुं नाम लख्युं छे ? जवाब

દીધો કે વગર જામીને અને વગર ઓળખાણે નામ ઠામ જાણ્યા વિના પેલા સોદાગરોને બે લાખ રૂપીઆ ઘોડા લાવવા આપ્યાછે તે પણ એક ગાંડાઈછે ! બાદશાહે કહ્યું કે કદિક તેઓ ઘોડા લેઇને આવશે તીયારે તું શું કરીશ ? જવાબ દીધોકે આપ સાહેબનું નામ લખેલુંછે તે ફેરવીને તેને બદલે તીયાં સોદાગરોનું નામ દાખલ કરીશ !

## કીસો ૭૩ મો.

કોઇ સખસ વૈદને ત્યાં ગયો. ને કહ્યું કે મારા પેટમાં દુઃખે છે કાંઇ દવા આપો. વઇદે પુછયું કે આજ તેં શું ખાધું હતું ? તેણે જવાબ દીધો કે કાચી રોટલી પછી વઇદ તેની આંખે દવા લગાડવા માંડી એટલે પેલો દરદી બોલ્યો કે અરે વઇદરાજ દુઃખેછે પેટમાં ને આંખે ઓષડ કેમ આંજોછો? વઇદ ધીમે રહી કહ્યું કે પહેલું આંખનું ઓષડ કરવું જોઇએછે કેમકે જો તારી આંખે સુઝતું હોય તો તું કાચી રોટલી ખાય. !

## કીસો ૭૪ મો.

એક દહાડો આલમગીરી બાદશાહને કોઇ શખસે ખબર આપી કે હે ખુદાવંત વારા નેક અમલમાં દલાલ લોક ધોળે દહાડે બજારની રઇયતને લુટે છે. એવી રીતે કે કોઇ માલ વેચે કે ખરીદ તેમાં એ લોક રૂપીએ બે આ

ના ખાઇ જાયછે. આવી અરજી વાંચતાં વાર સઘળા દલાલોને પકડી મંગાવી પુછ્યું કે તમે શી રીતે કમાઓછો? ત્યારે બધા દલાલોએ અરજ કરી કે ગરીબ પરવર બજાર માં જે માલ આવેછે તેનું અમે મુલ તથા તોલ કરીએ છીએ. પછી વેપારીઓ તે માલ ખરીદ કરેછે. એ રીતે ધંધો કરીને કમાઇ ખાઇએ છીએ. વળતી બાદશાહે કહ્યું કે વારૂ ત્યારે તમો મારૂ મુલ તથા તોલ કરી આપો, નહી તો તમને બધાને સેહેરમાંથી કાઢી મુકીશ. એવું સાંભળતાં તેઓમાં જે મોહોટો ચોધરી હતો તે કાંટે તથા કાંટલાં લેઇ આગળ બેઠો. ને કાંટાના બેઊ પલ્લામાં અગાર નગાર જોખ નાંખીને ભારે હલકા ઉચકવા લાગ્યો. એમ કરતાં વાર ઘણી થઇ ગઇ. પછી બાદશાહે કહ્યું કે તું ઘડી ઘડી શું જોખ્યાં કરેછે? ત્યારે તેણે હાથ જોડીને જમા બંદીથી કે હજરત સલામત આપ તોલમાં તો સઘળાં માણસોની બરાબર છો પરંતુ તમારી રતીનું મુલ હું કહી શકતો નથી. એવી એક રતી મારી પાસે નથી નહીતો તેનું પણ મુલ હું કહી આપત. આવી ખુબી ભરેલી બીના શાંભળતાંજ બાદસાહ પ્રસંન્ન થઇને તેઓને પાનનાં બીડાં આપ્યાં. અને વિદાય કરતી વેળા તેઓને બાદશાહે કહ્યું કે દલાલી ખાવી એ તમારો હક છે. સુખેથી ખાઓ. પછી તેમના વીરો પેલા અરજી આપનારને ઠપકો દેઇ કાઢી મુકયો!

## ફીસો ૭૫ મો.

એક સીપાઇ હડહડતો જુગારી હતો. તે જ્યારે જીતતો ત્યારે હરખમાં એવો તો ગાફીલ થતો કે કોઇ તેના શરીરનાં કપડાં ઊતારી લે તો પણ તેને માલમ પડતી નહી. તેટ લાજ વાસ્તે હમેશાં પાંચ સાત લુચ્ચાઓ તેની પાછળ ફરતા રહેતા. ને તેઓ વખત જોઈને તેની પાસે જે હોય તે સટાવતા. એક દહાડો તે જુગારી અજાણી ટોળીમાં રમવા ગયો. ત્યાં જીતી જીતીને રૂપીઆની ઢગલીઓ પોતાની તરફ ખેંચી લેવા માંડી તેવામાં પેલા પાછળ ફરનારા લુચ્ચાઓ આરાપાશ લાગ તપાશી તેના જીતેલા નાણામાં હાથ મારતા હતા. તે જોઈને એક શખસે કોઇને કહ્યું કે જો કોના પઇશા કોણ લે છે. ત્યારે તેણે ઉત્તર દીધો, ભાઇ તેં એવી કહેવત નથી સાંભળી કે આંધળાના પઇશા કુતરા ખાય ને પાપીનો માલ અકારજ જાય. !

## ફીસો ૭૬ મો.

કોઇ મેહેતાજી છોકરાઓને ભણાવતો હતો. ત્યાં એક છોકરાનો બાપ આવીને મેહેતાજીને કહેવા લાગ્યો કે "સાહેબ મારા છોકરાને તમે કાંઇ શીખવ્યું નહી જુઓ હજી બીજા છોકરાઓમાં રમતો ફરેછે. ને મારૂં કહ્યું માનતો નથી" એવું સાંભળી મેહેતાજીએ ગુસ્સાથી કહ્યું કે હા તું ખરૂં કહેછે. ફારશીમાં એક કહેવતછે કે "નેકી બરબાદ

ગુનાહ લાજેમ" છોકરાની જે કુટેવ રહીછે તે કહી સંભળા વેછે પણ જે કુટેવ જાઇને આજસુધીમાં લખતાં વાંચતાં શીખ્યો તે સંભરાયછે? વરસ દહાડા સુધી મહા મેહેનત કરી જાનવર જેવા તારા છોકરાને માણસની ઓળમાં આણ્યો એમ છતાં તેના ઉપર ટપકાનો અવગુણ બનાવી શું હવે મારી ભણામણી ઓળવવા ચહાયછે? આવું સાંભળી તે છોકરાનો બાપ સરમાઇને વગર બોલ્યે જતો રહ્યો. નિશાળ પાસે એક કુંભાર રહેતો હતો. તેણે ઉપરની વાત ચીતમાં એવું સાંભળું કે મેહેતાજી જાનવરને માણસ બનાવેછે. તેથી પોતાને છોકરો નહી હોવાથી સ્ત્રિને કહ્યું કે જે ખરચ થાય તે આપીને આપણા ગધેડાનુ માણસ કરે તો આપણું વાંઝીયા મેણું ટળે. પછી બેઊ ધણી ધણીઆણી એવા ઇરાદાથી પેલા મેહેતાજી પાસે આવ્યાં. ને હાથ જોડીને કહેવા લાગ્યાં કે બાપજી ગમે તેટલા રૂપીઆ લો પણ અમારા ગધેડાને માણસ બનાવો, આવું સાંભળી મેહેતાજીએ વિચા ર્યું કે આ હઇવાના ફુટાંને ખીસાનાંતર માહારા નસીબે આવ્યાં છે તો હવે શું કામ પાછાં કાઢું એવું વિચારી તેઓ ને કહ્યું કે એક હજાર રૂપીઆ આપી તમારો ગધેડા બાંધી જાઓ. ને એક વરસ પછી આવીને લેઇ જજો. પછી તે કુંભારને કુંભારણે કબુલાત પ્રમાણે રૂપીઆ આપીને મેહે તાજીને ત્યાં પોતાના ગધેડાને બાંધી આવ્યાં. મેહેતાજીએ તો તેમના ગયા પછી ગધેડાને હાંકી કાઢયો. એમ કરતાં

વરસ વીતીગયું એટલે બે ધણી ધણીઆણી નિશાળમાં પોતાના ગધેડાને લેવા આવ્યાં. મહેતાજીએ તેમને કહ્યું કે તમારો ગધેડો ભણીગણી માણસ બનીને ગયો કાલેજ આંહીથી વિદાય થયો. જો કદિ કાલે આવ્યાં હોત તો તેનો મેળાપ થઈ જાત. કુંભાર કહેવા લાગ્યો કે "ત્યારે તે કયાં ગયો હશે? અને હવે એને અમે શી રીતે ઓળખીશું"? મેહેતાજી બો લ્યો કે કયાં ગયો તેની ખરી ખબર નથી તો પણ ઘણું કરી કોરટ કચેરીમાંના માણસોમાં જઇ ભરાયો હશે એમ લાગેછે. તમે વેગળેથી દાણા દેખાડી સાન કરશો કે તુરત તે તમારી પાસે આવશે તેથી ઓળખજો કે તેજ તમારો ગધેડો. આવું સાંભળી બેઉ સ્રી પુરૂષ હાથમાં એક દારડું અને ખોળામાં દાણા ઘાલીને કચેરીના બારણા આગળ જઇ ઊભાં રહ્યાં અને હાથથી ગુપચુપ સાનો કરવા લાગ્યાં. કચેરીનો કોઇ કારકુન કે જેને લાંચ લેવાની ઘણીજ ટેવ હતી. તેણે આ કુંભારને સાન કરતો જોઈ વિચાર્યું કે આ કાંઇ આપવા બોલાવેછે તેથી લખવાનું પડતું મુકી ઝટ લેઇ કચેરીની બાહાર આવ્યો પછી કુંભારે દારડું ગળામાં નાંખવા માંડયું ને કાનમાં કહ્યું કે હવે આપણે ઘેર ચાલ. ભાંઇ આવો તેમનો અભિપ્રાય જાણી કારકુન ઘણો ચીડાઓ અને ગાળો દઇ પાછો કચેરીમાં જતો રહ્યો. કુંભારણે પછી પોતાના ધણીને કહ્યું કે ચાલો હવે આમાં કાંઇ વળવાનું નથી. જઇને મેહેતાજીને બે વાતો કહીએ. કુંભાર

બોલ્યો કે મેહેતાજીનો શો વાંક તેમણે તો ગધેડાનો માણસ કરી આપ્યો. પણ હવે તે આપણે ઘેર આવે નહી એતો આપણા કરમનો વાંક એ રીતે નિરાશ થઇ પોતાને ઘેર ગયા !!

## કીસો ૭૭ મો.

એક દહાડો અકબર બાદશાહે બીરબલને કહ્યું કે માહારી આગળ એવા ચાર જણાને લાવ કે જેઓ મધ્યે એક શરમાળ બીજો બેશરમો ત્રીજો બીહીકણ, અને ચોથો બીહીએ નહી એવો. પછી બીજે દહાડે સવારમાં બીરબલે એક ઓરતને લાવી બાદશાહની હજુરમાં ખડી કરી. બાદશાહે પુછયું કે મેં તારી પાસે ચારજણાને બોલાવ્યા ને તું આ એકલી ઓરતને કેમ લાવ્યો? બીરબલ બોલ્યો કે ખુદાવંત એ ઓરત જાતમાં ચારે પ્રકારના સ્વભાવ જાહેરછે. બાદશાહે ફરમાવ્યું કે કહી બતાવ. પછી બીરબલ કહેવા લાગ્યો કે પહેલો એક જયારે એ ઓરત પોતાને સાસરે રહેછે ત્યારે સરમથી ઘણા ખુલા અવાજે બોલતી નથી. બીજો જાંહાં લગન માં ફટાણાં ગાયછે ત્યારેતે ઓરત પોતાના બાપ ભાઇની પણ અદબ રાખતીનથી. ને બેશરમથી જેમ ફાવે તેમ બકેછે. ત્રીજો પોતાના ધણીસાથે કદિ રાતે ઘરમાં બેઠેલી હોય ત્યાંથી ઉઠીને જોડના ઓરડામાં એકલી જતાં બીહીએછે. ને કહેછે કે હું તો ત્યાં નથી જતી મને તો બીહીક લાગેછે. અને ચોથો એક જયારે તેનું ચીત કોઇ પર પુરૂષ સાથે લાગેછે ત્યારે અરધી

રાતના અંધારામાં એકલી હથીઆર વગર ધમધોકાર પોતાના આશક પાસે ચાલી જાયછે. અને ભુતપ્રેત કે ચોરથી એ પ્રસંગે લગારે ડરતી નથી. આ વાત સાંભળીને બદશાહ ઘણો ખુશી થયો. અને બીરબલને ઇનામ આપીને કહ્યું કે તું કહેછે તે બરાબર છે.

## કીસો ૭૮ મો.

એક મીજલસમાં પાંચ સાત સીપાઇઓ બેસીને પોત પોતાની બાહાદુરીની વાતો કરતા હતા. તેમાંથી એક બોલ્યો કે લડાઈના મેદાનમાં મેં ચાર જખમ ખાધાંછે. બીજો બોલ્યો મેં પાંચ ખાધાછે એજ પ્રમાણે તેઓ પોતાની હોંશીઆરીની તારીફ કરતા હતા. તાંહાં એક બુઢો ઠઠાબોર બેશીને આ વાત સાંભળતો હતો. તે બોલ્યો કે મીયાંસાહેબ જવાનીમાં મેં પણ હજારો લડાઇઓમાં લાખો જખમ ખાધાંછે. ને મારા અંગ ઉપર એક તલ જેટલી પણ જગા જખમ વગરની રહી નથી. તો હવે એવી રીતે મારી બરાબર કોણ લડનાર છે અને જખમ ખાનાર છે? આવું સાંભળતાં તેઓમાંથી એક જવાન ગુસે થઇને બોલી ઊઠ્યો કે બડે મીઆં તમારાં કપડાંનો ઉતારો કે જોઇએ કેટલા જખમ વાગ્યા છે? તીયારે તે બુઢો હસીને બોલ્યો કે મીઆં ગભરૂ નહીં. તે જમાનો રહ્યો નહીં, તે વખત રહ્યો નહી, તે દહાડા રહ્યા નહી, તે જવાની રહી નહી. નહી તે

બદન રહ્યું કે નહી તે જખમ રહ્યા હવે તમે શું જોશો ! એટલું કહીને તે પુઠો ચાલતો થયો.

## કીસો ૭૯ મો.

કોઇ સખસ કંગાલ પણામાંથી તવંગર થયો. ત્યારે તેનો એક દોસ્ત આશિષ આપવાને સારૂ તેને ત્યાં ગયો. ત્યારે પેલા તવંગરે તેને પુછયું કે તું કોણછે? આંહી શું કરવા આવ્યો છે? ત્યારે તે દોસ્ત શરમીન્દો થઇને કહેવા લાગ્યો કે તું મને શું નથી પીછાણતો હું તારો જુનો દોસ્તછું તેથી તને જોવા સારૂં આવ્યોછું, કેમકે મેં સાંભળ્યું છે કે તું આંધળો થયો છે.!

## કીસો ૮૦ મો.

કોઇ સખસે એક પોપટ પાળ્યો ને તેને એક એવો બોલ શીખવ્યો કે "એમાં શો શક" તે પોપટ હરેક બાબતના જવાબમાં એમજ બોલતો કે "એમાં શો શક" એક દિવસે તે પોપટને વેચવાસારૂ તેનો ધણી બજારમાં લેઈ ગયો. ને ૧૦૦) સો રૂપીઆ કીમત કરી, એટલામાં એક મુગલે આવીને તે પોપટને પુછયું કે તું સો રૂપીઆ કીમતને લાયક છે ? પોપટે ઉત્તર વાળ્યો કે એમાં શો શક ! એવું સાંભળી તે મુગલે ખુશી થઇને પોપટને વેચાથો લીધો ને પોતાને ઘેર આલ્યો. જે વાત તે પુછતો તેનો જવાબ તે

પોપટ એજ દતો કે એમાં શો શક એ શિવાય બીજું કશું તે બોલી જાણતો નહોતો. તેથી એક દહાડો તે મુગલ પોતાના દિલમાં શરમીદા તથા ઉદાસ થઇને કહેવા લાગ્યો કે "મેં મોટી મુરખાઇ કરી કે તારા જેવા ઢાળ પોપટને વેહાસ્યો" તીયારે તે પોપટ બોલ્યો કે એમાં શો શક! એવું સાંભળતાં પછી હસીને મુગલે તે પોપટને ઉરાડી મુક્યો!

## કીશો ૮૧ મો.

એક મશકરાએ કોઇ ઓરત સાથે લગ્ન કર્યું ને ચાર મહીના થયા એટલામાં પેલી ઓરતે એક છોકરો જણ્યો તીયારે તે ઓરત પોતાના ભાયડાને પુછવા લાગી કે આ છોકરાનું નામ શું રાખશો? જવાબ દીધો કે "કાસદ" કે મકે નવ મહીનાનો રસ્તો તે ચાર મહીનામાં કાપી આવ્યોછે.

## કીસો. ૮૨ મો.

મીલન શેહેરમાં એક દરવાન રહેતો હતો. તેને બસો મોહેરો ભરેલી એક કોથળી જડી તે જાહેર કરવા સારૂ તેણે કાગળ છપાવ્યા. જે સખશની મોહોરો ખોવાઇ હતી તે ખબર થવાથી તીહાં આવ્યો ને બધી તરેહની નીશાની આપી. તેથી ઠર્યું કે તે મોહોરો તેનીજછે. પછી દરવાને તે કોથળી તેને સોંપી. આ સખસને પોતાની ખોવાએલી બધી મોહોરો મળી તેની ખુશી બદલ વીશ મોહોરો પેલા દર

વાનને આપવા માંડી પણ તેણે લીધી નહી ને ઘણી હુજ્જત કરીને પાંચ આપવા માંડી ને કહ્યું કે ભલા આટલી તો લે. પણ તેણે નાજ લીધીતેથી ઘણો ગુસ્સે થઇને તે મોહોરોની કોથલી તેણે જમીન ઉપર ફેંકી દીધી ને કહેવા લાગો કે તુ જો તારી મેહેનતનો બદલો નહીજ લે તો હું મારો માલ લેનારજ નથી અંતે તે દરવાને માલીકના ઘણા આગ્રહથી પાંચ મોહોરો લીધી ને ગરીબોને તેજ વખતે ખુદાના નામ ઉપર વેંચી આપી. જુઓ આ બેઉની કેવી નેકી.!

## કીસો ૮૩ મો.

કોઇ એક ગ્રહસથ ઘોડા ઉપર અસવાર થઇને શેહેરમાં ફરવા ગનો હતો. તેના ગજવામથી એક સોળ મોહોરોનુ પડીકું પડી ગયું તે કોઇ રસ્ને ચાલનારગરીબ આશામીને જડ્યુ તે લેઇને બાહાદરશાહની કચેરીમાં ગયો ને તેણે પડીકું સોંપી વિંનતી કરી કે આ જેનું હોય તેને સોપો. પછી બાહાદરશાહે સેહેરમાં જાહેર ખબર કરવી કે મોહોરો જેની હોય તે આવીને લઇ જાય તીયારે પેલો ગ્રહશથ તે લેવાને કચેરીમાં હાજર થયો. બાહાદરશાહે તેજ ઘડી તેને તે મોહોરોનુ પડીકું સોપીયુ તે જોઇને કેહેવા લાગો કે સાહેબ મારી મોહોરો તો ઘણી હતી. ને હું ધારછું કે જે શખશને જડી તેણે માંહીથી થોડીક કાહાડી લીધેલી. જયારે એ રીતે પેલા ગરીબ આશામીએ સાંભળીયું તીયારે બીચારો ધ્રુજવા લા

ગ્યો. પછી બાદશાહે વિચાર્યું કે જેની તેને જડી તેનીજ તે અહીયાં લાવ્યોછે. તેણે કાઢી લીધી હોય એવું જણાતું નથી. જો તેની બદદાનત હોત તે આટલી પણ આંહી શું કરવા લાવત. એવું વીચારી પેલા ગરહસ્થ પાસેથી તે પડીકું પાછું લેઇ ઉકેલ્યું ને ગણીતો સોલ મોહોર બરાબર હતી તે પાછી એકઠી કરીને તેજ કાગળમાં ગોઠવી પડીકું વાળી જોયું તો જે રીતે પ્રથમ મોહોરો અંદર લપેટેલી હતી તેજ રીતના તે પડીકાના કાગળ ઉપર સળ પડ્યા. એવી બાહાદસાહને ખાતરી થઇ કે પડીકામાં કાંઇ ફેરફારથએલો નથી. પછી તે ઘોડે અસવારને બાહાદશાહે કહ્યું કે આ મોહોરો તારી નથી. કેમ કે આ કાગળ પ્રથમથી સોળ મોહોરો ઊપરજ લપેટેલો જણાયછે.તેથી હું ધારૂં છું કે તારૂં સોલ કરતાં વધારે મોહોરેનું પડીકું બીજા કોઇને હાથ ગડે હસે. અને આ સોલ મોહોરો તારી નથી. વાસ્તે તું બીજે ઠેકાણે તપાસ કરજે. જવીજ કર. એ રીતે તેને વીદાય કરીને બાહદસાએ જે ગરીબને તે પડીકુ જડીઉ હતું તેને કહ્યું કે આ સોલ મોહોરો તું તારે ઘેર લઇ જા!.

## કીસ્સો ૮૪ મો.

એક જંગલમાં મોટી આગ લાગી તીયાં એક સાપ વચમાં ઘેરઇ ગયો. તેણે માંહેથી નીકળી જવાનાં ઘણાં ફાં ફાં માર્યાં પણ કાંઈ વલ્યુ નહી. તેવામાં કોઇ મુસાફરને ર-

રતે જતો જોઇ શાપ કાલાવાલા કરી તેને કેહેવા લાગ્યો કે ઓ મેહેરબાન મારો જીવ ઊગાર. મુસાફરે જવાબ દીધો કે "ભાઇ તું ઘણો ઝેરી પ્રાણીછે વાસ્તે તારી સાથે કામ પાડવાને હું બહુ ડરૂંછું મને લાગેછે કે જો હું તને ગુણ કરીસ તો તુ મને અવગુણ કર્‍યા વીના નહી રેહે" સાપે કહીયું કે ભાઈ તું બીહીશ નહી. તારૂ શમજવું ખોટુંછે કારણ તું મારો પ્રાણ ઉગારીસ ને શુ હું તારો જીવ લઇસ એવું તે કોઇ કરે! વાસ્તે બે ફીકર મને આ આગની આંચમાંથી બચાવ. પછી મુસાફરે વીચાર્‍યુ કે ખરી વાત આપણે કોઇનુ સારૂં કરીશું તો તે આપણું માઠું નહી કરશે" એવો નીશ્ચય કરી એક પોતાની પાશે લુગડાની કોથળી હતી તેને છેડે દોરી બાંધી તે દોરીનો બીજો છેડો એક લાકડીએ બાંધીને પછી તે સાપના ઉપર પેલી કોથળી ફેંકી. સાપ કોથળીમાં ભરાયો એટલે લાકડીના આંચકાથી કોથળીને બાહાર ખેંચી લીધી. એ રીતે મુસાફરે સાપને બળતી આગમાંથી બાહાર કાઢી બચાવ્યો. હવે શાપે પોતાના બચાવનારને કરડવાનો વીચાર કર્‍યો. અને પેલા મુશાફરની સામો ધાયો. તીયારે તે મુસાફર દીનબની કેહેવા લાગ્યો કે રે સાપ પ્રથમ તું સું બોલતો હતો. ને હવે આવું અણઘટતું શું કરેછે? સાપે કહ્યું કે ભાઇ તું નથી જાણતો કે સારૂ કરનારને માઠું કરવાની અમારી જાતમાં પરંપરાની ચાલછે! માણસ જાત અમારી દુશમનછે એટલુંજ નહી પણ બીજા બધા જા

નાવરોની તે દુશમનછે વાસતે તે મારવા જોગછે. જો એવા તનો શક રેહતો હોય તો બીજા કોઇને પુછાવું. આ પ્રસંગે તીયાં એક બકરી ચરતી હતી તેની પાસે તે બેઉ ગયા સાપે બધી હકીકત જણાવીને કહીયું કે આ માણુસ મારો બેર બાહ છે હવે હું એને મારી નાખું કે નહી? બકરી બોલીજ લદીથી મારીનાખ. વાર ના કર. હું માણસોની ચાલથી વાકેફછું. એ લોક મારૂ ચામડું જુલમ કરીને કાઢી લે છે તે ઉપરના વાળ કુંપી કાઢી તેની કાંબળી બનાવી ઉપર બેસેછે એટલુંજ નહી પણ જયારે હું બચ્ચાં જણું છું તીયારે મારૂ દુધ તેઓ પી જઇ મારાં બચીયાંને કેટલાંક તો મારી ખાઅછે. તેથી હમેસાં હું બીહુછું કે રખે એક દહાડે મને પણ મારી નાખશે વાસતે માણુસ જાતને મારવી ઘટેછે. પેલો મુશાફર પછી સાપને કેહવા લાગો કે એકની શાહેદીશા કામની પણ આપણે બીજા એક બે ને પુછી જોઇએ. બધાય જો એવી શાક્ષી પુરશે તો પછી મારે તારા હાથે મરવું બેહેતરછે, તીયાંથી તેઓ આગળ ચાલતાં એક ઘરડી ગાય ચરતી જોઇ તેની આગળ પોતાનો બધો હેવાલ કહ્યો, તીયારે ગાય બોલી, માણુસના સ્વભાવની હું શી વાત કહુંજ યારે વરશો વરસ હુ એકએક બચીયું જણતી અને દુધ દેતી તેનુ દહી માખણ ઘી ખાઇ તેને બદલે જેવું તેવું સુકુ ઘાસ મને ખવરાવ્યું અને હવે હુ ઘરડી થઇ તેથી ઘર ધણીનો વીચાર આજ કાલ કશાઇને તીયાં વેચવાનો છે વાશતે રે સા

પ એવા કૃતઘ્ની માણસને જીવતો જવા ન દેતો આવી એ શાહેદીઓ સાપની તરફેણમાં ઉતરતાં પેલો મુસાફર તો બી ચારો ધભરાઇ ગયો. ને પોતાના જીવની આશા મુકી. એટ લામાં એક શીયાળ મળીયુ. તેણે મુસાફરને પુછીયું કે હે દોસ્ત આવડો કેમ મુઝાયોછે? બેહોશને લીધે મુશાફરતો કાં ઇ બોલી શકીયો નહી. તીયારે તેની વતી સાપે કહ્યું કે "એ મુસાફરે મને આગમાંથી બાહાર કાઢો તેથી હુ તેને ડંખ વા ચાહુંછું કારણ કેગુણ ઉપર દોષ કરવો એ અમારો જા તી સ્વભાવજછે. શીયાળ બોલ્યું કે મને ઘણી નવાઈ લા ગેછે કે એણે તને આગમાંથી શી રીતે કાઢો? સાપે જવાબ દીધો કે"તેણે એક લાકડીને છેડે કોથળી બાંધી મારા ઉપ ર ફેકી તેમાં હુ ભરાયો એટલે તે બાહાર ખેંચી કાઢી. જો એજ કોથળી આ તેના ખભા ઉપર હજી છે. વળી શી યાળ બોલીયુ કે તારૂ આટલુ લાંબુ શરીર આ નાહાની સરખી કોથળીમાં કેમ માય એ વાત કાંઈ માનામાં આવતી નથી નજરે જોઊતો માનું તે વેળા પેલા સાપે મુસાફરને કહી યું કે તારી કોથળી નીચે નાખ. પછી સીયાળને પ્રતીત પા ડવા તે સાપ કોથળીમાં પેઠો એટલે શીયાળે પેલા મુસાફ રને ઇશારતથી શમજાવ્યો કે"ઝટપટ એ કોથળીનુ મોહેડુ દોરીથી સખત બાંધી વાટમાં ફેંકી દે"એજ રીતે તે મુશાફ રે કરી પોતાનો જીવ બચાવ્યો.

## ફીશો ૮૫ મો.

એક અકલમંદ બુઢ્ઢો મસીદમાં બેશીને દરરોજ ધર્મોપદેશ કરતો હતો. અને તીયાં ભરાયેલી ટોળીમાં એક સખસ તે ઊપદેશ વખતે બેશીને હમેશ રડતો હતો. એક દહાડો તે ધર્મોપદેશ કે બીજાઓને કહ્યું કે મારી વાતની અસર દિલમાં ઘણી લાગવાથી તે રડેછે. તે સાંભળી બીજાઓએ તે રડનારને પુછ્યું કે "હમેશ તને આ વખતે રડવું કેમ આવેછે? અમને તો કાંઈ રડવું નથી આવતું" જવાબ દીધો કે હું કાંઇ એ ઊપદેસ સાંભળી રડતો નથી. પણ મેં આગળ એક બોકડો પાળ્યો હતો. તેની ડાઢી આ ઉપદેશ કરનારની ડાઢી જેવીજ લાંબી હતી. તે જોઇને મને તે મરી ગયેલો માહારો બોકડો સાંભરવાથી રડવું આવે છે.!

## ફીસો ૮૬ મો.

એક સખસ કોઇના ઉપર કાગળ લખતો હતો. અને તે કાગળ એક પાસે બેઠલો આશામી મનમાં વાંચતો હતો. તેથી પેલો લખનાર કાગળમાં પોતાનો છાનો ભેદ લખી શક્યો નહી. છેવટે અકળાઇને તેણે કાગળમાં એવું લખ્યું કે એક બેવકુફ મારી પાસે બેઠોછે. અને આ કાગળ વાંચેછે તે કારણથી હું કાંઇ મરમની વાત લખી શકતો નથી" આવું લખાણ જોઈ પેલો પાસે બેઠલો કહેવા લાગ્યો કે શું તું મને બેવકુફ જાણેછે? શા સારૂં તારો ભેદ નથી લખતો.

હું કાંઈ તારો કાગળ વાંચતો નથી, તીવારે તે લખનારે કહ્યું કે જયારે તું મારો કાગળ વાંચતો નથી તીવારે તને એ રીતનું મારા કાગળમાં લખેલું શી રીતે માલમ પડ્યું !!.

## કીરો ૮૭ મો.

એક હકીમ જયારે કબરસ્તાનમાં ફુલ ચઢાવા જતો ત્યારે પોતાના માથા ઊપર એક ચાદર નાખી મોંડું ઢાંકીને જતો. એક દહાડો કોઇએ તેનું કારણ પુછયું ત્યારે જવાબ દીધો કે આ કબરોમાં સુતેલાં મડદાંથી મને ઘણી શરમ આવેછે. કેમકે તેઓ બધા મારી દવાથીજ મરી ગયા છે. !

## કીસો ૮૮ મો.

એક રોજ લાલબુજર્ગ પોતાના દોસ્તોની સાથે બાહાર ફરવા નિકળ્યો ત્યાં જતાં દુરથી જંગલમાં એક હાથી દેખાયો. ત્યારે તેની સાથેનાઓએ નવાઈથી ગભરાઇને પુછયું કે મેહેરબાન મેહેરબાની કરીને કહો કે આ શું છે? ત્યારે લાલબુજર્ગે ઉંડો વિચાર કરીને કહ્યું કે ભાઇઓ તમો શું કરવા એટલાબધા અચરજ થાઓછો એતો ઝાડ ઊપરનું જાનવરછે, એણે જંગલમાંના ઘણા ઝાડપાલા તથા પાનડાં ખાધાંછે તેથી વધી ગયું છે. આવું સાંભળી બધાઓએ સાચું માનીને કહ્યું કે "હા માહારાજ ખરી વાત.!

## કીસો. ૮૯ મો.

એક દહાડો લાલ બુજઝર કેટલાક ભોળા લોકની સાથે રસ્તામાં ફરવા નીકળ્યો. ત્યાં સડક સાફ કરવાનો મોટો એક લંબ ગોળ પથર પડેલો જોઈ શોબતીઓએ પુછીયું કે હે ધરમાવતાર, માહારાજ તમારી પુણ્યાઈથી અમને વાકેફ કરો કે આ સું છે? તીયારે પોતે છાતી કાઢીને આવો દોહરો બોલવા લાગ્યો:—

બુજે સો બુજે લાલ બુજઝર,
ના બુજે કોઇ ગ્યાની.
જુની હોકે આસમાનસે ગીરી.
અલ્લા મિયાંકી સુરમેદાની!!

## કીસો ૯૦ મો.

કોઈ સખસે બજારમાંથી માંખણ લીધું. તે ઊચકી લેઈ જવા સારૂ એક હેલકરીને પાવલું આપવું કરીને ઠરાવ્યો તે હેલકરી પોતાના માથા ઉપર તે માંખણનો ઘડો મુકી ને પેલા માલધણીની પાછળ ચાલ્યો. ને ઘણો ખુશી થઇને દિલમાં વિચાર કરવા લાગ્યો. કે આ મજુરીનુ પાવલુ આવશે તેમાંથી એક બતક વેચાથી લેઈશ. તે બતક ને જયારે બચ્ચાં થસે તે વેચીને એક મજાની બકરી વેચા થી લેઇસ. ને જયારે તે વાહાસે તીયારે તેનું દુધ વેચીશ,

તેમાંનું થેડુંક હુંય ખાઇને ખુશીમાં વખત ગુજારીશ. એમ કરતાં જ્યારે મારૂં બકરાંનું ટોળું વધશે તેને વેચીને એક મોટી ગાય લેઇશ. તે ટંકે સાતશેર આઠશેર દુધ દે સે તે વેચવાથી હું મેટો પઇશાદાર થઇસ. ને થોડા વખતમાં તે ગાયનાં વાછડાં વાછડીઓ પણ વધી પડશે. તેને વેચીશ તીયારે કીમત સારી ઉપજસે પછી હું એક મોહોટો માતબર કેહેવાહશ. વળી કોઈ મોટા કુળની એક સુંદર સ્ત્રીને પરણીસ. એક બે વરસમાં મને છોકરાં થશે. પછી હું કંઈ કામ કાજ કરવાનો નહીં.ને ઘર આગળ ચાકરો રાખીસ. તેઓ બધું કામ બજાવશે. ને હુ મોટો ધણી થઇ પડીસ. કોઇવાર મારો છોકરો આવીને મને કેહેશે કે "બાપા ચાલોને જમવા" તીયરે હુ ગુસ્શે થઇને કહીશ કે જા, જા અવગું નથી આવતો" આવી રીતના વીચારથી પોતાનુ માથુ હલાવ્યુ એટલે તેજ વખત પેલો માંખણનો ઘડો માથા ઊપરથી પડી ગઓ. ને બધુ માખણ ખરાબ થયું તેથી માલધણીએ તે હેલકરીને એક બે સોટીઓ મારીને કહ્યું કે મારૂ માખણ કેમ ઢોળી દીધું? હેલકરીએ જવાબ દીધો કે સાહેબ શું કરવા મારોછો. તમારૂ તો ફકત માંખણ ગયું પણ મારાતો ઘર બાર છોકરાં સઉ જતા રહ્યાં!

## કીસો ૯૨ મો.

એકવાર સેખચલી એક ઝાડની ડાળી ઊપર બેસીને

તેજ ડાળી કાપતો હતો. એટલામાં કોઇ વટેમારગુ તીયાં થ ઇને જતો હતો. તેણે કહ્યું કે ભાઇ જે ડાળી ઉપર તું બેઠોછે તેજ ડાળી કાપીશ તીયારે તું પડીશ નહી.? તીયારે સેખચલીએ જવાબ દીધો કે રે જા શુનું ખુદા થઇ આવ્યો છેકે "હું પડી જઇસ" એવી ખબર અગાઉથી તને પડેછે! હે વું સાંભળી વટેમારગુતો ચાલતો થઓ. થોડી વાર પછી પે લી ડાળી કપાઇને તે સાથે ઝાડ પરથી પોતે નીચે પડયો. તીયાંથી ઊતાવળો ઊઠીને પેલાની પછવાડે દોડીને પોકારવા લાગ્યો કે ઓ ખુદા ઓ ખુદા ઊભો રહે, એમ કહેતાં કેહેતાં તેની પાશે જઇને પુછીયું કે "મારૂ મોત કયારેછે. તે મને કહે તીયરે પેલાએ ના પાડીને કહ્યું કે મોતની મને કાંઇ ખબ ર નથી. પણ શેખ ચલીએ ઘણા કાલાવાલાથી આગ્રહ ક ર્યો તેથી છેવટ લાચાર થઇ પેલા રસતાના જનારે કહ્યું કે જે દહાડે તારા ડીલમાંથી લાલ દોરો નીકળશે. તીયારે તું મરીશ" આ વચનને યાદ રાખીને પોતે ઘેર આવ્યો એક દહાડો તે કોઇ દરજીની દુકાને બેઠો હતો. તીયાંથી લાલ રે સમનો દોરો તેના ડીલે વળગ્યો. તે રસતે ચાલતાં જોઇને ઘેર આવી પોતાની માને કહેવા લાગ્યો કે "મા, મા, હવે હું મરી જાઊ છુ" એ રીતે બે ચાર વાર કેહેવાથી તેની મા કંટાળીને બોલી. કે "જા પીટા મર" પ છી પોતે શેખચલી કબરસતાનમાં ગયો ને એક જુ ની કબર નીચે ભરાઇને સુતો, અને માની લીધું "કે હું

મરી ગઓ. તેજ રાતરે તે કબર આગળ શેહેરમાં ચોરી ક રવાના વિચારે પાંચ છ ચોર એકઠા થયા. તેમની છાની છ પની ગોઠવણ સાંભળીને સેખચલી કબરમાંથી બોલવા લા ગ્યો કે" યારો તમે ચોરી કરોછો. તેમજ હું પણ જીવતો હ તો તીયારે ચોરી કરતો. આવું સાંભળી પેલા ચોર વિચાર માં પડ્યા ને માંહોમાંહી ઠરાવ કર્યો કે એને પણ સાથે લો નહી તો આપણી વાત બીજાને કહી દેસે. એવું ધારી તે ને કહ્યું કે ભાઇ તું કોણછે, બાહાર નીકળ તીયારે સેખચ ૯લી બોલ્યો કે હવે તો બાહાર નહી આવું હું તો મરીગયો છું. આવું સાંભળી પેલા ચોર હસ્યા ને કહ્યું કે નીકળની કળ હવે. વળી મોંડે બોલેછે. ને સાળા મરી તે શી રીતે ગઓછે! એમ કહીને તેને બાહાર કાઢ્યો. ને બધા મળીને ચો રી કરવા કોઇના ઘરમાં જઇ ભરાયા ચોરોએ શેખ ચલીને કહ્યું કે પ્રથમ તું ઘરમાંથી કાંઈ ભારે દાગીનો ખોળી લાવ. પછી તે અંદરથી એક મોટો પથરો હુચકી લાવ્યો. ને કહ્યું કે ચાલો યારો હું મોટી સફર મારી આવ્યો છું, ચોરોએ જોયું તો મોડું ભાંગ ઘુંટવાનું એક કુંડું હતું. પછી શેખચલીને નીચે રાખીને અને બો લવાની મનાઇ કરીને બધા ચોર મેડે પટારો ફાડવા ચઢ્યા. ઘરના રસોડામાં ઘીના દુધપાકનું તપેલુ ચુલા ઉપર મુકેલુ હ તું તેમાંથી તે શેખચલી કુંડો મારી દુધપાક સોરાવા લા ગ્યો. તીયાં થડમાં એક ડોસી ચુલાભણી મોંડું કરી સુતે

ली हती ते तेनी नजरे पडी तीयारे पोते वीचार्यु के हुं दुधपाक खाउछुं ते जोईने आ बीचारी डासी पण खावा ने मारा सामी टमटमी रही छे. एवुं समजीने उनो उ नो दुधपाक पेली डाशीना मोंडापर मुकीयो तेथी ते खुम पाडीने चमकी उडी तीयारे शेखचली केहेवा लागो के मा मने एकलाने सुं कहेछे हुं कांइ चोर नथी मने तो मुएलो अहीं पराणे लेई आव्याछे ने चोर लोक तो उपर चोरी करवा चढयाछे. शेखचलीए आवी गरबड करवाथी पेला चोर सपडाई गआ. पछी इनसाफनी कोरटमां शेखचलीने बेनकशीर ठरावी काढी मुकीयो ने पेला चोरोने सजा थइ!

## कीसो ८२ मो.

केटलाक हाथी वेचनाराओ कोई गाममां एक हाथी वेचवा गया. त्यां लेनारा चोतरफथी एकठा थया. एटलामां लालबुजगर त्यां आवीने आश्चर्यनी साथे धारीधारीने ते हाथीभणी जोवा लाग्यो. त्यारे पेला हाथी वेचनारा समजया के आ कोई मोटो परखनारछे ते कांइ खापण काढशे खरो एवुं जाणी थोडाक रुपीआ हाथमां लेई तेनी पासे आव्या. अने हळवे रहीं कहेवा लाग्या के भाइ वारेवारे हाथीमां शुं जुओछो आवो एक वात कहीए. एवुं कही एकांते बोलावी तेने लांच आपवानो जोगवाइ करेछे एटलामां लालबुजगरे तेओने कह्युं के हुं कांइ नथी

જોતો પણ એટલું જોઊંછું કે એનું મોડું કેણી ગમછે અને પુંછડું કેણી ગમછે કેમકે બેઊ તરફ સરખાં પુંછડાં દેખાયછે! તે ખાતો કયાંથી હશે! ત્યારે તે પેલા સોદાગરો ચેતી ગયા કે તે પુરો બેવકુફ છે. વળી લાલબુજગર પેલાઓને પુછવા લાગ્યો કે ભાઇ સાહેબ એનું નામ શું? જવાબ દીધો કે "એનું નામ હાથી." ત્યારે લાલબુજગર વિચાર કરીને બોલ્યો કે "તમે મને જુઠું સમજાવો છો. કેમકે આવડા મોટા જાનવરનું આટલું નાહાનું નામ તે હોય! હું માનું નહી તો." એવું કહી ત્યાંથી ચાલતો થયો.

## કીસો ૯૩ મો.

એક કાજીને તીયાં કોઇ સખસે જઇને કહ્યું કે સાહેબ તમારે ઘેર જે તાંબાની દેઘો છે તે મેહેરબાની કરી આપો કેમકે મારે ઘેર વીવાછે તેથી વરામાં જોઇએ છે. વરો વીતીયા પછી પાછી પહોચાડી જઇશ. કાજીએ તેને દેઘો આપી તે પોતાને ઘેર લેઇ જઇ થોડા દહાડા રહીને તે દેઘોમાં બીજી વધારેની નાહાની નાહાની દેઘો મુકીને કાજીને તીયાં તે પાછી લાવ્યો. કાજીએ પુછયું કે આ વધારેની દેઘો કયાંથી? જવાબ દીધો સાહેબ તમારી દેઘોએ બચ્ચાં જણ્યાં કાજીએ તેને બેવકુફ જાણીને લોભને લીધે કહ્યું કે વારૂ ભાઇ મુકીજા. હું જાણું છું કે તું ઇમાનદાર છે. એવું કહીને તેને વિદાય કરયો, વળી થોડા દહાડા વીતીયા પછી તે સખસ પા

છે। કાજીને તીયાં આવી કહેવા લાગ્યો કે સાહેબ મારી માની વરશી વાળવીછે વાસ્તે વરામાં તમારી દેગો આપો. કાજીએ પોતાના માણશને તુરત હુકમ કર્યો કે એને જેટલાં જોઇએ તેટલાં વાસણ કાઢી આપો. તે સબબ પ્રથમનાં કરતાં બમણી દેગો લેઇ ગયો. તે લેઇ ગયાને ઘણા દહાડા થયા પણ નહી પહોચાડવાથી કાજીએ તે દેગોની ઊઘરાણી કરી તીયારે તેણે જઇને કાજીને કહ્યું કે મેહેરબાન જણાવાને ઘણો દિલગીરછું કે તે દેગો તો મરી ગઇ? કાજી બોલ્યો કે બેવકુફ કાંઇ દેગો તે મરતી હશે? તેણે જવાબ દીધો કે સાહેબ તીયારે દેગો કાંઇ બચ્ચાં પણ જણતી હશે કે? આવો જવાબ સાંભળી કાજી શરમાઈ ગયો અને કશું બોલી શકયો નહી!

## કીસો ૯૪ મો.

એક છોકરીને તેનો મેહેતાજી નિશાળમાં હમેશાં કહેતો હતો કે તારા સ્ત્રિચરિત્રથી મને ડરાવતી નહીં. એક દિવસ તે છોકરી વાડામાં ગઈ અને ત્યાં ચરીત્રની પોથી વાંચીને પોતાના પગમાં એક કાંટો બોશીને લોહી કાઢયું. અને મોટે ઘાંટે ડચકાં ખાઇ ખાઇને રડવા લાગી. તીયારે મેહેતાંજી તેને તીયાંથી ઉઠાડવા ગયો. અને બકાવીને ઉઠાડેછે એટલામાં આસપાસના લોક દોડી આવ્યા ને છોકરીને વાડામાં રડતી ને તલવલતી મેહેતાજીની આગળ જોઇ તેથી શક લાવીને લોકો મેહેતાજીને ગડદા પાટુ મારવા લાગ્યા.

એટલે પેલી છોકરી મોંડ બોલીને કહેવા લાગી કે અરે મેહે તાજીને શું કરવા મારોછો હું પડી ગઇ ને કાંટો વાગ્યો તેથી રડું છું. આવું સાંભળી લોકોનો મેહેતાજી વિશે જે વેહેમ હતો તે જતો રહ્યો. તે દિવસથી પછી મેહેતાજીએ તે છોકરીને કહેવાનું મુકી દીધું!

## ફીરો ૯૫ મો.

એક સખસ હમેશાં પોતાના દોસ્તોમાં બેશીને પોતાની મોટાઇ વિશેની ગપો મારયાં કરતો હતો. એક દહાડે તીયાં અથાણાની વાત નીકળી તીયારે પેલો ગપી કહેવા લાગ્યો કે યારો તમે બધાં અથાણાની તારીફ કરો તે ખરી પણ હાલ તમ-સેવકના ઘરમાં મારા બાપના વખતનું જે અથાણું છે તે એવું તો છે કે તમો જે તારીફ કરોછો તે તેની આગળ રદછે. એવું સાંભળી તે માંહીના એક દોસ્તનું દીલ તે—ઊપર ઘણું દોડયું તેથી બીજે દહાડે તે પોતાને ઘેર જઇ પેલા ગપીને ઘેર એક પાલો મોકલ્યો ને કહેવડાવ્યું કે મહેરબાની કરી પેલાં અથાણામાંથી થોડુંક મોકલજો. તીયારે તે ગપીએ પ્યાલો ખાલી પાછો મોકલાવ્યો અને તે સાથે કહેવડાવ્યુ કે ભાઇ એ રીતે બીજાઓને મોકલાવતો હોત તો મારા બાપ—ના વખતનું તો શું પણ માહારા વખતનું પણ અથાણું મારા ઘરમાં રેહેત નહી. વાસતે માફ કરજો.

## કીસો ૯૬ મો.

કોઇ સખસ એક ભણેલા પાસે ગયો અને કહ્યું કે ભાઇ મને એક કાગળ લખી આપ. તેણે જવાબ દીધો કે મારા પગ દુઃખેછે. તીયારે તે કાગળ લખાવ નાર બોલીયો કે ભાઇ હું કાંઇ તને મોકલવા નથી ચ હાતો કે તું એવું બાનું કાઢેછે. ફરી જવાબ દીધો કે તું ખરૂં કહેછે ને તારી વાત સાચીછે. પણ જીયારે હું કોઇનો કાગળ લખુંછું તીયારે પાછો તે કાગળ વાંચવા માહારેજ જ વું પડેછે શાથી કે મારૂ લખેલું બીજા કોઇથી વંચાતું નથી !

## કીસો ૯૭ મો.

એકવાર કોઇ જુલમગાર બાદશાહ પોતાના શેહેરની આશપાશ એકલો ફરવા નિકલ્યો તીયાં એક સખસને ઝાડ નીચે બેઠલો જોઇને પોતે પુછ્યું કે "વારૂ આ શેહેરનો બા દશાહ જુલમગાર છે કે અદલ? તે માણસે જવાબ દીધો કે બાદશાહ ઘણો જુલમગાર છે. તે પોતાના જુલમથી રઇયત ને ફના કરી નાંખેછે. ફરી બાદશાહે પુછીયું કે તું મને ઓળખેછે? જવાબ દીધો કે "નહી" પછી તેને કહ્યું કે આ શેહેરનો બાદશાહ હું છું. તીયારે પેલો સખસ ઘરૂજીને પુ છવા લાગ્યો કે આપ મને ઓળખોછો? બાદશાહે ના કહ્યું તીયારે તે બોલ્યો કે હું ફલાણા સોદાગરનો છોકરો છું ને

મહીનામાં ત્રણ દહાડા દીવાનો થઇ જાઉંછું તે ત્રણ દહાડામાંનો આજ પેહેલો દહાડોછે. આવું સાંભળી બાદશાહ પોતે ગુસ્સે નહીં થતાં ઊલટો હશીને ચાલ્યો ગયો!

## કીસ્સો ૯૮ મો.

કોઈ કવી એક અમીરને ત્યાં ગયો ને તેની ઘણું એક તારીફ કરવા લાગ્યો. ત્યારે તે અમીર ખુશી થઇને કહેવા લાગ્યો કે મારી પાસે કાંઇ હાલ રોકડ નથી પણ અનાજ ઘણુંછે વાસ્તે કાલે આવે તો તને આપું. પછી કવી પોતાને ઘેર ગયો ને બીજે દહાડે તે અમીરને ત્યાં પાછો આવ્યો. તેને જોઇ અમીર કહેવા લાગ્યો કે શું કરવા આવ્યો? તું અજબ તરેહનોછે, તને કાંઇ અકલ નથી. તેં મને તારી વાતથી ખુશી કર્યો નેં મેં તને મારી વાતથી ખુશી કર્યો હવે એ અનાજ શાનું આપું. આવાં વચન સાંભળી તે કવી શરમાઇને જતો રહ્યો!

## કીસ્સો ૯૯ મો.

એક આંધળો અંધારી રાતે હાથમાં ફાનસ અને ખાંધે ઘડો લેઇ બજાર ભણી જતો હતો. રસ્તામાં સામા આવતાં કોઇ સખસે તેને પુછયું કે હે બેવકુફ રાતને દહાડો તારે તો સરખાંછે. એમ છતાં તેં દીવો હાથમાં ધર્યોછે. તેનો શો ફાયદો? ત્યારે તે આંધળો હશીને કહેવા લાગ્યો કે

આ દીવો મેં મારે વાસ્તે નથી રાખ્યો પણ એતો તારા જેવાને વાસ્તે છે કે અંધારામાં આમા અથડાઇને મારો ઘ ડો ભાગે નહી !

## ફીસો ૧૦૦ મો.

એક મુનશી હમેશાં પોતાના છોકરાને સમજાવીને કહે તો હતો કે બેટા આ દુનીઆં ઘણી ખરાબછે. વાસ્તે તારે તેથી ડરીને ચાલવું ઘટેછે. છોકરો એમ જવાબ દેતો કે બા પા જે વાંકો ચાલશે તેનેજ તે નડશે. પણ જો કોઇ પાંશ રો ચાલશે તો તેને પણ શું દુનીઆ નડશે ? એજ પ્રમાણે તે બાપ દીકરા વચ્ચે ઘણીવાર વાત ચીત થતી. એક દહાડે તેના બાપે પોતાનો એક નવો ઘોડો કે જેના ઉપર કદી પલાણ માંડ્યું નોહોતું ને તે ખાઇ પીને ખુબ મસ્ત થયે લો હતો તે મગાવીને પોતાના છોકરાને કહ્યું કે બેટા તું એના ઉપર સ્વાર થા. હું જોઊંછું. ત્યારે છોકરાએ કહ્યું કે ના બાપા તમારે બેસવું લાયકછે. અંતે છોકરાના ઘણા આગ્રહથી તેનો બાપ તે ઘોડા ઉપર સ્વાર થયો. ને છોક રો પાછળ પાછળ ચાલવા લાગ્યો. રસ્તામાં ઘણાક લોક તેમને જોઇને કહેવા લાગ્યા કે જુઓ ભાઇઓ આ કેવો કમબખ્ત માણસ છે કે મોતને કાંઠે આવ્યો છતાં પણ દુની આના સુખનો ચસ્કો મુકતો નથી. આ બીચારો જુવાન છોકરો પાછલ ખાસડાં ઘસડતો ઘસડતો ચાલેછે ને પોતે આ

ઘડો મોટો ઘોડા પર સ્વાર થઇને જાયછે. આવાં લોકનાં વાંકાં વચન સાંભળી તે મુનશી ઊતરી પડી છોકરાને ઘોડા પર બેસાર્યો. ને પોતે ઘોડા પાછળ ધીમે ધીમે ચાલવા લાગ્યો. થોડેક ગયા એટલે વળી બીજા માણસો તેમને જોઇ બોલ્યા કે "જુઓ આ કેવો કમબખ્તને નાદાન છોકરોછે કે પો તે સ્વાર થઇને બિચારા બુઢા બાપને ઘોડા પાછળ દોડાવે છે. લોકના આવા બુમાટથી બાપને પણ બેસારી બન્ને જ ણા સાથે ઘોડાપર સ્વાર થયા. થોડેક ચાલતાં વળી કોઇ બોલ્યો કે આ કેવા બે નિરદય આશામીઓ છે કે એક ઘોડા પર બે સાથે ચઢી બેઠાછે. આવું સાંભળી પછી બેઉ બાપ દીકરો ઘોડેથી ઊતરી પડયા. ને રાવતના હાથમાં લ ગામ સોંપીને પોતે પાછળ પાછળ ચાલ્યા. વળી આઘે જ તાં કેટલાક લોક એક બીજામાં કહેવા લાગ્યા કે આ જુઓ કેવા મુરખ માણસ કે ઘરનો છતો ઘોડો ખાલી ચાલેછે ને પોતે તેની પાછળ ટાંટીઆ ઘસેછે. સ્વાર થવાની સુઝ પડતી નથી! વળતી મુનશીએ છોકરાને કહ્યું કે બેટા દુ નીઆની જુબાનથી બચવાની કાંઈ બીજી તદબીર હોય તે કરો મને તો કાંઇ સુજતું નથી. ત્યારે છોકરો લાચારીથી બોલ્યો કે બાપા તમે કહોછો તે ખરૂં કે દુનીઆ વાંક વિના પણ ડરાવનારી છે!

## કીસો ૧૦૧ મો.

એક રોજ કોઇ સીદીને રસ્તામાંથી એક આરશી જડી.

તીયારે તે હાથમાં લેઇને તેમાં પોતાનો ચેહેરો જોવા લાગ્યો. તેની સીકલ ઘણી ખરાબ ને બદ નજર દેખાવા લાગી તેથી તે આરશીને ફાડી નાંખી અને કહેવા લાગ્યો કે એની અંદર માણુસની સીકલ ખરાબ નજર આવેછે તેથીજ કોઇયે નાંખી દીધેલી હશે.

## કીસો ૧૦૨ મો.

મીસ્તર ટામ ગ્રામ સાહેબને ઘોડાનો ઘણો શોખ હતો. એક દહાડો એક અરબી ઘોડો વેચાથી લીધો. એટલામાં મુનશી સદરોદીન સાહેબને સાર લગાડવા કેહેવા લાગીયો કે આ ઘોડાની ખીદમત કરનાર કોઇ પંજાબી હોયતો ખીદમત સારી થાય, એવું શાંભળતાં સાહેબે જમાદારને હુકમ કર્યો કે કોઇ પંજાબી ઘોડાની ચાકરી કરવા રહે એવાને શોધી લાવ, જમાદારે બહુ શોધ કર્યો પણ કોઇ પંજાબી મળ્યો નહીં. વીસ પચીસ દહાડા વીતી ગયા પછી મીસ્તર ટામગ્રામ સાહેબને તે વાત સાંભરી આવ્યાથી જમાદારને કચેરીમાં બોલાવીને પુછ્યું કે "પંજાબી ઘોડાવાળો મળ્યો કે નહીં? જવાબ દીધો, સાહેબ શોધુછું તો ખરો પણ હજુ સુધી મળ્યો નથી. તીયાં મુનશી સદરોદીન પાસે બેઠલો હતો તે રીસ ચઢવી કહેવા લાગ્યો કે" કેવો કમજાત આદમીછે કે એક મહીનો થવા આવ્યો તો એ ઘોડાવાળો એને મળીયો નહીં, તીયારે જમા

દાર બોલ્યો કે સાહેબ કમજાત કહ્યાનું હું દુઃખ ન થી લગાડતો તમો ઊપરી છો. ગમે તે કહો. પણ સાહેબની આગળ ખરૂં કહેવાની કાંઈ હરકત નથી. એતો ઘોડાવાળા ની સોધ કરવીછે કાંઇ મોલવી મુનશી નથી કે એકને તેડ તો હજાર આવીને ઊભા રહે. ઘોડાવાળો તો મહીને બે મ હીને હાથ લાગેતો લાગે વખતે ના પણ મળે. આવું સાં ભળી પોતે સાહેબ હશી પડ્યો. અને સઘળા કચેરીના મો લવી મુનશીઓ સંકોચાવા તેમાં વળી મુનશી સદરોદીન તો ઘણોજ શરમાયો અને કશું બોલી શક્યો નહીં!

## કીસો ૧૦૩ મો.

કોઇ સોદાગરનો છોકરો પોતાના બાપદાદાની સઘળી દોલત મોજ શોખમાં ઉડાવીને ખાલી થઇ ગયો. ને ખર ચ પાણીને સારૂ દુઃખ પામવા લાગીયો. એક વાર તેણે વીચારચું કે મારા ઘરડાઓએ સોદાગરી કરીને પઇસા મે ળવ્યાહતા વાસ્તે મને લાગેછે કે હું પણ એવી રીતે પઈશા મેળવું.ઇશાવર સરખો ઉલીછે, સહુને આપેછે તેમ મને પણ તે આપશે. એવો નીરધાર કરી પોતાનું ઘર વેચતાં ચાર હજાર રૂપીઆ ઊપજ્યા તે લેઇ પોતાના બાપની વખતના ગુલામની સાથે સોદાગરી કરવા નીકળ્યો. તેઓ એક શેહેર માં જઇ ચડ્યા. તાંહાં બજારમાં દુનીઆદારીના ખપની બધી વસ્તુઓ વેચાયછે. કોઇ દુકાનમાં એક સખસ ગાદી ઉપર

બોલતો વારે વારે બોલતો હતો કે હું શીખામણ વેચું છું જેની ખુશી પડે તે ખરીદ કરે તીયારે પેલો સોદાગરનો છોકરો તેની પાસે જઇ એક હજાર રૂપીઆ આપી કહેવા લાગીયો કે "આ કીમતના પ્રમાણમાં મને શીખામણ કહો." તેણે હજાર રૂપીઆનો ટોડો ઘરમાં મુકી કહ્યું કે "જે નાહાનેથી મોટો થાય તેને નાહાનો સમઝએ નહીં." સોદાગરના છોકરે પુછયું, કાંઇ બીજું? જવાબ દીધો કે બીજા રૂપીઆ ખરચ ને લે. તીયારે ફરીથી હજાર રૂપીઆનો ટોડો આપ્યો. તેથી શીખામણ વેચનારે કહ્યું કે કોઇની એમ જે ઇને ઢાંકવી. ફરીથી પુછયું હવે કાંઈ બીજું? જવાબ દીધો, કીમત ખરચાય તો લે. વળી એક હજાર રૂપીઆ આપ્યા. ત્યારે તે બોલ્યો કે ભુખ લાગી હોય ને કોઈ કહે તો હજાર કામ મુકીને ખાવું. ચોથીવાર પુછયું કે વળી કાંઈ બીજું? જવાબ દીધો, કીમત ખરચે તો બીજી ઘણી શિખામણ આપવાની છે. આવું સાંભળી પાસે બાકી રહેલા એક હજાર રૂપીઆ પણ આપ્યા ત્યારે પેલો બોલ્યો કે "બેકદર શેઠની ચાકરી કરવી નહી" એ રીતે ચાર હજાર રૂપીઆની ચાર શીખામણો ખરીદ કરી ત્યાંજ લાચાર થઇને રહ્યો. ઇશ્વરનું કરવું એવું થયું કે તેની સાથેનો ગુલામ તેજ શેહેરનો બાદશાહ થયો. એક દહાડો તે બાદશાહની સ્વારી ફરવા નીકળી ને રસ્તામાં તે સોદાગરનો છોકરો ગરીબ ફકીર જેવો ઉઘાડે પગે ત્રણ દહાડાનો ભુ

ચ્યો તરફથી નજરે આવ્યો. તેને જોઇને બાદશાહે પોતા ના માણસોને કહ્યું કે હું દરબારમાં દાખલ થાઊં તે પે હેલાં આ સખસને મારા મેહેલમાં લાવો. હુકમ પ્રમાણે માણસોએ તુરત તેને મેહેલમાં તેડી આણ્યો. તે છોકરો અ દબ પ્રમાણે ત્યાં વરતવા લાગ્યો ત્યારે બાદશાહે પુછ્યું કે સાચું બોલ તું મને ઓળખેછે ? તેણે જવાબ દીધો કે આપ દુનીઆના પાળક અને રઇયતના ઊપરી છો.” વ ળી બાદશાહે ફરીને પુછ્યું ત્યારે પણ એવોજ જવાબ દી ધો પછી બહુ ખુશી થઇને બાદશાહે તેને પોતાનો વજીર કર્યો. એક દીવસ જનાનખાનામાં પોતે બાદશાહની પા છળ પાછળ જતો હતો ત્યાં તેના જોવામાં એવું આવ્યું કે એક દાસી શેહેરના કોટવાળ સાથે દારૂના ઘેનમાં મસ્ત થઇને પડેલીછે. તે વેળા વજીરે ઝટપટ પોતાની કમરનો દુ શાલો છોડીને તે બેઊના ઉપર ઓઢાડ્યો. બાદશાહ તે જ નાનખાનામાંથી મેહેલમાં ગયો અને તે વજીર પોતાને ઘેર ગયો. ત્યાર પછી પેલા બદકામ કરનારાઓની આંખો ઉઘડી ને જોયું તો બાદશાહ આંહીઆં આવી ગયો એવું માલમ પડ્યું તેથી કોટવાળ ત્યાંથી નીકળીને જલદીથી વ જીરની દેવડી ઉપર હાજર થયો. ને પેલી કમજાત દાશી પોતાનાં વસ્ત્ર ફાડી ચોટલો છુટો મુકી જમીન પર આળો ટતી બાદશાહ કને જઈ કહેવા લાગી કે વજીરના શા ભાર કે આપ ખુદાવંતની દેશત નહી રાખતાં મારા અંગપર હા

થ નાખે અને મારી હુરમત લે અફસોસછે કે તેનો દુશાલો મારા હાથમાં રહી ગયો ને તે પોતે નાશીને નીકળી ગયો. વગેરે ઘણાં વચન કહી પોતાના હાથ ઝૌંડી પછાડા ખાઈ જમીન ઊપર પડી. તેની વાત સાંભળી, દુશાલા ઊપરથી વજીરના વિશે ખરેખરો શક લાવી ધુસ્સે થઇને બાદશાહે વજીરને પકડી મગાવ્યો. તેના આવતાં પહેલાં છાનો એક રૂકો ફોજદાર ઊપર લખ્યો કે જે સખસ તારી કને આ ચીઠી લેઇને આવે તેનું માથું કાપી નાંખીને મારી તરફ મોકલાવજે. એમ કરવામાં કશો વિચાર કરીશ નહી. નહી તો તારૂં માથું જશે. પછી જેવો વજીર આવ્યો તેવોજ બાદશાહે પેલો કાગળ આપીને ફરમાવ્યું કે આ કાગળ ફોજદાર પાશે લેઈ જવો એ કાંઇ તમારૂં કામ નથી. પણ મને કોઇનો ઇતબાર નથી વાસ્તે તમેજ જલદીથી લેઈ જઇને એનો જવાબ લાવો. તે રૂકો લેઇને ચાલ્યો. એટલામાં એક અમીરે તેને તુરત જમી લેવાનું કહ્યું. ત્યારે વજીર વિચારમાં પડ્યો કે કામ જરૂરનુ છે ને અહીં ખાણુ પણ તઇઆર છે હું શું કરૂં પછી પેલી શિખમાણ યાદ આવી કે હજાર કામ મુકીને ખાવું. પછી તેણે ત્યાં જમી લેવાનો ઠરાવ કર્યો એટલામાં ઇશ્વર કુરપાથી એવો બનાવ બન્યો કે કોટવાળ પણ ત્યાંજ હતો તે ખુશીથી બોલ્યો કે મેહેરબાન આપ બેફીકર જમવા બેશો હું આ રૂકાનો જવાબ લાવી આપું છું તીયારે વજીરે તે કાગળ તેના હાથમાં સોંપ્યો અને

પોતે જમવા બેઠા. કોટવાળ તે રકેબો લેઇને ફોજદાર તરફ ચાલ્યો. જ્યારે વજીર જમીને ઉઠયો એટલામાં તો કોટવાળનું કપાએલું માથું ખુમચામાં આવ્યું તે લેઇને વજીર બાદશાહ પાશે ગયો. પછી બાદશાહે તે માંથું જનાનખાનામાં પેલી દાશી પાશે મોકલાવ્યું અને કહાવ્યું કે જે શખસે તને બે આબરૂ કરી હતી તેનું જ તે માથું છે. દાશી તે જોઇને બીહીની ને ચુપ રહી. પછી બાદશાહે તે સઘળો ભેદ વજીરને કહી સંભળાવી પુછ્યું કે મેં તારૂં માથુ કાપવા મોકલ્યો હતો ને કોટવાળનું કેમ કપાયું? તીયારે વજીરે મુળથી માંડીને જથારથ હકીકત જણાવી, અને વજીર પણું છોડવાની રજા માગી. બાદશાહે કહ્યું કે હું તને કદી મારા વજીર પણામાંથી છોડનાર નથી. તે બોલ્યો કે આપ ખુદાવંતને યાદ હશે કે મેં આગળ ચાર શિખામણ વેચાથી લીધી હતી? બાદશાહે જવાબ દીધો, હા મને સારી પેઠ યાદછે. પછી ફરીને તે સોદાગરનો બાળક કહેવા લાગ્યો કે મેં ચારમાંની ત્રણ શીખામણો તો અજમાવી અને આ ચોથી શીખામણ બાકી રહેલી છે કે "બેકદર ઉપરીના હાથ નીચે ચાકરી કરવી નહી." વાસ્તે મને કાંઈ કહેશો નહી. સેવક "હરગેજ" માથું ગયે રહેનાર નથી. એવું સાંભળી બાદશાહ શરમાઇને ચુપ થયો. અને પોતે વજીર પણું છોડી વિદાયથયો.

## હીસો ૧૦૪ થો.

એક સખસે અફલાતુનને પુછયું કે તેં તારી આટલી

ઊંમર વાહાણમાં ગુજારીને ઘણીક સફરો કરીછે તેમાં અચરજે ભરેલી શીશી ચીજ તારા જોવામાં આવીછે? તેણે જવાબ દીધો કે "મેં મારી ઊંમર દરીઆમાં ગુજારીને મોટી અચરતી અને નવાઈ ભરેલી ચીજ એજ જોઇ કે જયારે હું કીનારે સલામત ઉતરયો, તે શિવાય દરીઆની અચરતી બીજી કશીજ જોઈ નથી.!

## કીસો ૧૦૫ મો.

કોઈ બાદશાહને તીયાં એક દાનાવ વજીર હતો. તે પોતાની વજીરાત છોડીને પ્રભુની ભક્તિ કરવામાં તલ્લીન થયો. બાદશાહે બીજા ઊમરાવોને પુછયું કે હવે વજીર નથી આવતો એનું શું કારણછે? જવાબ દીધો કે સાહેબ તે તો આપની વજીરાત મુકીને ઇશ્વરનું ભજન કરવા બેઠાછે. આવું સાંભળી પોતે બાદશાહ એક દિવસ વજીર પાસે ગયો. ને પુંછવા લાગ્યો કે ઓ વજીર મારી તરફથી તને શી હરકત થઇ કે તેં વજીરાત મુકી દીધી? જવાબ દીધો. પાંચ કારણોને વાસ્તે. તેમાં પહેલું એજે જયારે તું બેસતો તીયારે મારે તારી ખીજમતમાં ઉભુ રહેવું પડતું. ને હવણાં હું પ્રભુ ભકતી કરૂંછું તે પ્રસંગમાં તેની આગ્નાથી બેસવા પામુંછું. બીજુ એજે જયારે જયારે તું જમવા બેસતો તીયારે તીયારે મારે તારી સરભરા કરવી પડતી ને હવણાં મને એવો પેદાનો કરનાર મળ્યોછે કે તે ખાતોજ નથી પણ ઉલટો મને ખા-

વાનું આપેછે. ત્રીજુ એજે જયારે તું મુનો હતો તીયારે મારે તારી ચોકી કરવી પડતી હતી ને હવે જેની હું ભકતી કરૂંછું તે જગદીશ તો સુતીવેળા ઊલટો મને સંભાળેછે. ચોથું એજે હમેશાં મને એવી દેહેશત રહેતી કે કદિ લડાઈ જાગશે તો તારા દુશમનોના હાથમાં મારે પકડાવાનો વખત આવશે ને હવે હું એવાનો તાબેદાર છું કે તે મરનાર નથી અથવા કોઇ તેનો દુશમન નથી કે મને દુઃખ દે. પાંચમું કારણ એજે મને તારા તરફની પણ એટલી ધાસ્તી રહેતી કે કદિ મારાથી કાંઈ ચુક બને તો તું તે માફ નહી કરે પણ હવણાં પ્રાપ્ત થયેલો મારો વિશ્વંભર એવો દયાળુંછે કે મારાથી દહાડામાં હજારો અપરાધ થાયછે તો પણ તે ક્ષમા કરેછે. આ રીતનાં વજીરનાં વચન સાંભળી બાદશાહ પોતે મુગે મોંડે ચાલ્યો ગયો!

## કીસો ૧૦૬ ઠો.

એક દહાડો શેખચલીએ પોતાની માને પુછયું કે મને કહે કે પારકી ઓરતો સાથે દોસ્તી કેવી રીતે કરાય? માએ જવાબ દીધો કે દીકરા જે ઓરત ઉપર પોતાનું દીલ લાગે તેની ઉપર એક કાંકરી મારી જોઇએ. પછી જો તે હસે તો જાણીએ કે તે આપણી ઉપર આશકછે ને જો તે ગાળો દે તો ફરીથી તેને નજરે પણ જોવી નહીં. આવું સાંભળીને તે એક પનઘટ ઉપર ગયો. તીયાં ઉંચી-

ડુંગરી ઉપર ઉભો રહીને જોવા લાગ્યો તો મોટા મોટા ઘર
નાં બઈરાં પાણીનાં બેડાં લેઇ આવ જાવ કરેછે. તેમાંની
એક ખુબસુરત સ્ત્રીના ઉપર શેખચલીએ ડુંગરી ઉપરથી એ
ક મોટો પથરો ગગડાવીને નાંખ્યો તે વાગવાથી પેલી બિ
ચારી ઓરત બેશુધ થઇને અંતે મરી ગઇ. તેનું મોડું પો
હોળું અને આંખ ફાટી રહી ગઇ. તે જોઇ શેખચલી દોડ
તો જઈ પોતાની માને કહેવા લાગીયો કે મેં એક ઓરત
ની મશ્કરી કરી તેથી તે આડી પડીને ખુલ્લી આંખે હસ્યાં
કરેછે. એવું સાંભળીને તેની મા પેલી સ્ત્રી પાસે છાનીમા
નો દોડી આવી અને જુએછે તો તે મરી ગયેલીછે. તીયાં
પાછો શેખચલી આવતાં પહેલાં તેની માએ તે ઓરતને
પાસેના ખાડામાં ડાટીને એક મરેલી બકરીને શેખચલીના દે
ખતાં કુવામાં નાંખીને કહ્યું કે બેટા તારા પથરાના ઘાથી
આ મરી ગએલી ઓરતને મેં આ કુવામાં નાંખેલીછે. પ
છી તીયાંથી શેખચલીને ઘેર તેડી ગઈ. ને છાપરા ઉપરથી
પતાંસા ફેંકયાં તે વીણીને ખાતી વેળા શેખચલી પુછવા
લાગીઓ કે મા, આજ શું છે કે પતાસાનો વરસાદ વર
સેછે. જવાબ દીધો, બેટા આજ ધરમનો દહાડો છે
તેથી વરસેછે. બીજે દહાડે ગામમાં ડંડેરો પીટાઓ કે ફલા
ણા વાણીઆની ઓરત કાલની ગુમ થઇછે તે વિશેની જે
ખરી ખબર આપશે તેને ઈનામ મળશે. તે સાંભળતાં પો
તે શેખચલી દરબારમાં જઇને કહેવા લાગીઓ કે તે ઓરત

ને મેં મારી નાંખીછે! ને મારી માએ તેને કુવામાં નાખી દીધેલી છે. પછી સરકારે તેની માને પકડી મગાવી અને પુછ્યું તો તેણીએ જવાબ દીધો કે સાહેબ એ છોકરો તો ગાંડો છે એના બોલવા પર રખે ભરૂંસો રાખતા. વળી એને પુછો કે તે ઓરતને કયારે મારી નાંખીછે. આ ઉપરથી સરકારે શેખચલીને પૂછીયું કે તેં કયારે મારી નાંખી છે? જવાબ દીધો કે "જે દહાડે પતાસાનો વરસાદ વરશ્યો તે દહાડે!" આ ઉપરથી એની માએ કહ્યું કે જુઓ સાહેબ એના બોલવામાં કાંઇ ઢંગછે? કોઇ દહાડો પતાસાનો વરસાદ તે વરસે? આવી જુબાનીથી શક તો ઉઠી ગયો તોપણ દરબારે શેખચલીને કહ્યું કે વારૂ તે મરેલી સ્ત્રી જે કુવામાં નાંખેલીછે તેનું કાઢી બતાવ. પછી સઘળા લોક તેને લેઈ પેલા કુવા ઉપર ગયા. બધાએ સમજાવીને શેખચલીનેજ તે કુવામાં ઊતાર્યો ને કહ્યું કે જા માંહોથી કાઢી લાવ. પછી તે કુવામાં ઉતરીને માંહીથી કહેવા લાગીઓ કે ભાઇ આ ઓરતને પૂંછડું છે વારૂ? લોક સમજયા કે ચોટલો છુટો હશે તેને પુંછડું કહેછે એવું ધારી બધાએ કહ્યું કે હા,હા છે. વળી તેને પુછ્યું કે તેને ચાર પગછે? તોઆરે વળી લોક સમજ્યા કે બે હાથને પણ એ પગ સમજતો હશે તેથી કહ્યું કે હા હા ચાર પગછે. એ રીતે અંદરથી શેખચલીએ બકરીની નિશાનીઓ કહ્યાં કરી પણ ઉપર વાલાએ ઊલટું સમજીને હા, હા, કહ્યાં કર્યું. છેલીવારે લોકો કંટાળીને કહે

વા લાગીયા કે હવે તું પંચાત મુંકીને ઝટલેઇ બાહાર કા ઢચ. તીયારે શેખચલીએ પાણીમાં ડુબકી મારીને બકરી બાંધે ચડાવી લોકોને કહ્યુ કે જલદી હાથ લાંબા કરીને લ્યો નહીં તો પાછી નાંખી દેઉં છું. પછી ઊપરથી દોરડાં નાં ખ્યાં ને પોતે બકરી સાથે બાહાર નીકળ્યો તે જોઇને બધા હસવા લાગીયા ને તેને બેવકુફ સમજીને છોડી દીધો.!

## કીસો ૧૦૭ મો.

એક દીવસ લાલબુજગર પોતાના ભાઇબંધો સાથે ચોમાસાની રતમાં બાહાર ફરવાને નિકળ્યો ત્યાં થોડેક ચા લતાં કાદવમાં એક હાથી ચાલી ગઓ હતો તેના પગલાં પડયાં હતાં. તે જોઇને સાથેના માણસો અચરજ પામ્યા અને લાલબુજગરને પુછયું કે માહારાજ આ શું હશે? અમારી અકલ કાંઈ ચાલી શકતી નથી. પગલાં જેવું જ ણાયછે પણ એ તે કોનાં હશે? ત્યારે પોતે સોબતીઓની અકલ ઊપર દિલગીર થઇને કેહેવા લાગ્યો કે જો હું ન હોતતો આવી બાબતોના ખુલાસા કોણ કરત! એવું ક હીને આ રીતે એક દોહરો બોલ્યો—

બુજે તો બુજે લાલબુજગર, અવર ન બુજે કોય,
પગમાં ઘંટી બાંધીને, હરણું કુદીયું હોય!

વાહવાહ જુઓ લાલબુજગરે કેવું પારખ્યું કે પગે ઘંટી બાંધીને હરણુ કુદી ગયુંછે તેનાં આવડાં મોટાં પગલાં પડેલાંછે

## કીસો ૧૦૮ મો.

કોઇ અફીણી કેફની ઝુમમાં વાડામાં ગયો ને ત્યાં ડોલું ખાઇને પડયો તેથી માથું સંડાસના ચુલામાં ને ટાંટીઆ ઉંચે રહ્યા. તેવામાં ચમકીને પોતાની ગાંડમાં અંગુઠા ઘાલ્યો ને બુમ પાડી પોતાની ઓરતને કહેવા લાગ્યો કે અરે ઊતાવળી ચાલ મારો જીવ જતો રહેછે. ચોર લોકોએ મારૂ માથું કાપી નાંખ્યું ને મેં મારા ગળામાં અંગુઠા ઘાલ્યો છે. જો તે કાઢી નાખીશ તો મારા પ્રાણ નીકળી જશે. એવું સાંભળી તેની ઓરત ઘરનું કામ છોડી સંડાસ ભણી દોડતી ગઇ અને જુએછે તો માથું નીચે ચુલામાં ને ગાંડમાં આંગળી ઘાલેલી છે. તે કાઢી નાંખી બાહાર ઘસરડી લાવી ને જોરથી એક લપડાક મારીને કહ્યું કે લે પીટયા તારૂં માથું પાછું મેં સાંધ્યું. ત્યારે તે ધણી ચોંકીને કહેવા લાગ્યો કે હા, હા, શાબાસ છે મારી દિલોજાન પ્યારી જો તું નહી હોતતો હું માથા વગરનો થઇ ફરતો ફરત !!

## કીસો ૧૦૯ મો.

કોઇ લીંબુનીચોડ એટલે લીંબુ નીચોવનાર સખસ હતો. તે પોતાના ગજવામાં હમેશાં લીંબુ ને છરી રાખીને ફરતો. લોકને જમવાની વેળા થઇ હોય તેવી તક રાખીને

તે મુલાકાતમાં જતો હતો. જયાં તે ગયો હોય તેને જોઇ કોઇ માંડ માંડ કહે કે "આવો ભાઇ જમીએ" તીયારે ખીસમલા કરી બાહો ચઢાવીને ભાણામાં ભેગો બેશી જતો. ને ગજવામાંથી લીંબુ કાઢી ઝડપથી કાપીને ખાવા લાગતો. એ રીતે એક મંડળીમાં જઇને હમેશાં પાટી આવતો હતો. એક દિવસ બધા મંડળીવાળાએ મનસુબો કરયો કે "ભાઇ પેલો લીંબુ નીચોડ રોજ આવી આપણી મંડળીમાં ખાઇ જાયછે. વાસ્તે એક એવી જુગતી કરીએ કે એક રોજ આપણે તેને તાંહાં ખાઈ આવીએ." એવું ધારી એકવાર મંડળીમાં ખાવાની આશાએ લીંબુનીચોડ આવ્યો તેને કોઇએ અમસ્તુ પણ ખાવાનું કહ્યું નહી ને તેના સામું જોયું નહી. ત્યારે તે લાચાર થઇને બજારમાંથી શેર આટો ઘેરે લાવી ઓરતને કહ્યું કે રોટલી તઇયાર કરય. હવે મંડળી વાળાઓ ધાર્યું કે ફલાણા વખતે તે જમવા બેસવાનો છે એવી તક શોધીને તેઓ બધા તેને ઘેર ગયા. ને કહેવા લાગ્યા કે ભાઇ અમે તો આજ ભુખ્યા છીએ વાસતે તારે તાંહાં જમવા આવ્યા છીએ. એવું સાંભળી પેલો લીંબુનીચોડ ઘણો ગભરાઓ. ને છાનકથી પોતાની બાયડીને કહેવા લાગ્યો કે આતો બેરારમા થઇને બેઠાછે ને ઘરમાં તો બે રોટલી શિવાય વધારે ખાણું છે નહી. વાસ્તે એક એવી હીકમત કરય કે તે રોટલી અમે બધા બેઠા છીએ તાંહાં લાવ. ને પછી તું છોકરાંને ખુબ રડાવ. એવો

સંકેત કરીને પછી જયાં પેલા મંડળીવાળા અને લીંબુનીચોડ બેઠલા છે તીયાં તેની ઓરત રોટલી મુકી ગઇ. ને પોતાના છોકરાને સ્સોડામાં રડાવા માંડયું તીયારે લીંબુનીચોડ કહેવા લાગીયો કે બચ્ચાંને શું કરવાને રડાવેછે. એને રોટલી કેમ આપતી નથી ? ઓરતે જવાબ દીધો કે હું રોટલી આપુંછું તે લેતો નથી ને તમારા આગળની મોટી રોટલી માગેછે" એવું કહીને છોકરાને વધારે રડાવ્યો. તીયારે પોતે ઘણો ગુસ્સે થઇને કહેવા લાગીયો કે શો અકરમી છે કે નથી ખાતો ને નથી ખાવા દેતો થું પડી આવા ખાવા ઊપર " એમ કહી તે રોટલી ઉપર થુંકયો. તે જોઇ પેલા મહેમાનો શમજયા કે આપણને ઠગવા આટલાં વાનાં કરેછે તેથી તેઓ થુંકને પણ લુછી નાખી તે રોટલી ખાવાને અડચા રહ્યા. અને કહેવા લાગીયા કે ભાઇ તમે શું કરવા આટલા બધા એ બચ્ચા ઊપર ગુસ્સે થાઓછો ? એ કાંઇ સમજેછે ? તીયારે લીંબુનીચોડ વધારે મીજાસ કરવી કહ્યું કે લે કમબખત તું નહી ખાય કે નહી ખાવા દે જયારે હોય તીયારે એવું કરેછે તો જા આજ મારે ખાવું નથી " એ રીતે બોલી પેલી રોટલી એકદમ હાથમાં લેઇ કટકે કટકા કરી છોકરા તરફ ફેંકી દીધી. ને પોતે ઊઠીને ઉભો થયો!

## કીસો ૧૧૦ મો.

એક સખસને રસ્તામાં કોઇ બીજો સખસ માળ્યો

ને પુછ્યું કે ભાઈ તમારૂં નામ શું ? જવાબ દીધો કે ત
મારો સેવક ગરીબ લાચાર મોહતાજ[1] શેખ વહાજ એવો
જવાબ દેઇ પછી પોતે પુછ્યું કે સાહેબનું નામ શું ? તી
યારે તે પોતાના દિલમાં વિચાર કરવા લાગીયો કે એણે તો
મને પોતાનું નામ નમનતાઈથી અને ગરીબીથી માન આપી
ને કહ્યું તો હવે મારે પણ એથી વધારે હલકાઇથી તેને
માન આપીને નામ કહેવું જોઇએ. એવું વિચારેછે એટ
લામાં પેલાએ ફરીથી પુછ્યું કે સાહેબ બોલોની આપનું
નામ શું છે ? તીયારે તે બોલો કે હાક થુ, બિલાડીનું ધુ
મીયા શેખ નથુ " આવું સાંભળીને તેની અકલ ઉપર પે
લો હસોને જતો રહ્યો!

## કીસો ૧૧૧ મો.

એઇ દરવેશ વાણીઆની દુકાન પર ગયો. ને ઉતાવળથી
સોદો માગ્યો તીયારે વાણીઆએ તે દરવેશને ગાળ દીધી.
તેથી દરવેશે રીસ કરીને પેલા વાણીઆને એક ખાસડું
મારયું. તીયારે વાણીઓ કોટવાળ પાસે ફરીઆદ ગયો. પછી
કોટવાળે તે દરવેશને બોલાવીને પુછ્યું કે તેં શું કરવા
વાણીઆને ખાસડું મારયું જવાબ દીધો કે સાહેબ એણે
મને ગાળ દીધી. તીયારે કોટવાળે કહ્યું કે ઓ દરવેશ તેં
મોટી તકસીર કરીછે. પણ તું ફકીરછે વાસ્તે તને સજા નથી

---

૧. કંગાળ.

કરતો જા ફકત એ વાણીઆને અરધો રૂપીઓ ગુનેગારી આપ. તારે લાયક સજા એજછે. તેજ વખતે પેલા દરવેશે એક રૂપીઓ કાઢીને કોટવાળના હાથમાં આપ્યો ને એક ખાસડું કોટવાળના માથામાં મારીને કહેવા લાગીયો કે હું એક રૂપીઓ કયાં વટાવા જાઊં જયારે તારો ઈનસાફ એવોજ છે તો અરધો તુ એ લે ને બાકીનો અરધો એ વાણીઆને આપ!

## કીશો ૧૧૨ મો.

એક ગાંડો ફકીર એક શેહેરમાં ભીખ માગવા આવ્યો. ને મોટા ગ્રહસ્થ લોકોની હવેલીઓમાં જઈને કહેવા લાગીયો કે ખાવા કાંઇ આપેછે? આ મોટી હવેલી શા કામની છે.કોઇ દહાડો બધી બળી જશે. કાંઈ ફકીરની ચાકરી બજાવ.તી યારે ગ્રહસ્થે ક્રોધથી કહ્યું કે ખાવા તું તે ભીખ માગેછે કે. લોકનાં ઘર બાળેછે. કાંઈ ભલમન સાઇથી બોલ્ય કે કોઇ આપે. જવાબ દીધો કે શું ભલામનસાઇથી બોલું, આંહી પેટમાં આગ લાગીછે. આપતો હોય તો આપ, નહી તો. જાહનમમાં* જા''! એવું કહીને ચાલી ગયો. ને પેલો ગ્રહસ્થ તેની બે પરવાઇ જોઇને કાંઇ બોલ્યો નહી.!

## કીસો ૧૧૩ મો.

એક દિવશ કોઇ બાદશાહ પોતાના શાહજાદાસાથે શીકાર રમવા ગયો. ને તીયાં ઘણી ગરમી હતી તેથી.પોતાનો

---

* નરક.

ને કુંવરનો ડગલો કાઢીને સાથે એક મસ્કરો હતો તેને પે ડગલા સોંપ્યા. ને હશીને પોતે પાદશાહ તે મશ્કરાને કહેવા લાગીયો કે હું એક ગધેડાનો બોજો તારા ઊપર થ એો. તેણે જવાબ દીધો કે "સાહેબ એક ગધેડાનો નહીં બે ગધેડાનો" એવો હાજર જવાબ સાંભળી પાદશાહ મ નમાં સમજીને રહયો!

## કીસો ૧૧૪ મો.

કોઇ દરવેશે એક સોદાગરનાં દરવાજા ઊપર જઇને સવાલ કરીઓ કે બાવા કાંઇ ફકીરને આપ. તીયારે ઘરમાં થી જવાબ દ[illegible]ધો કે સાંઇ સાહેબ બેગમ ઘરમાં નથી. તી યારે ફકીર બોલ્યો કે બાવા હું કાંઇ બેગમને નથી માગતો હું તો ટુકડો રોટલી માગું છું.

## કીસો ૧૧૫ મો.

એક ચીતારો પોતાના વતનથી બીજા શેહેરમાં જઇ ને વઇદુ કરવા લાગ્યો. થોડી મુદત પછી તેના વતનનો કોઇ રેહેવાશી તાંહાં ગયો. ને તેને જોઇ પુછવા લાગ્યો કે તું હાલ શો ધંધો કરેછે? જવાબ દીધો કે વઇદુ. તીવારે તેણે ફરી પુછયું કે તેં ચીતારાનો ધંધો શું કરવા મુકયો. ઊતર વાળીઓ કે "આ વઇદકના ધંધામાં મારી જે કાંઇ ભુલ ચુક થાયછે તેને તો ખાખ છુપાવેછે. ને ચીતારાના ધં

ધામાં તો મારી જે ચુક થતી તે સેહેજ જાહેર પડતી!" આ
વું સાંભળી તે પુછનાર મુંગો રહયો.

## કીસો. ૧૧૬ મો.

કોઇ ગરીબ કવિ એક અમીર પાસે ગયો. ને તેનાથી એક વેંતના છેટે બેઠો. તેથી તે અમીર મોંડું મચકોડી ગુસ્સે થઇને પુછવા લાગ્યો કે "તારામાં ને ગધેડામાં કેટલું અંતર છે? " કવીયે તુરત એવો જવાબ દીધો કે સાહેબ એક વહેંતનું! અમીર આવી વાત સાંભળી ઘણો સર માયો ને પોતાની ઉધ્ધતાઇને વાસ્તે માફ માગવા લાગીયો!

## કીસો. ૧૧૭ મો.

કોઇ બાદશાહે એક દાનાવને બોલાવીને કહ્યું કે "મારો ઇરાદો તને આ શેહેરનો કાજી કરવાનો છે. તીયારે તે દાનાવે જવાબ દીધો કે સાહેબ હું એ કામને લાયક નથી. બાદશાહે કહ્યું કે તું શું કરવા એવું જુઠું બાહાનું કાઢે છે? તીયારે ફરી તે દાનાએ જવાબ દીધો કે જે મેં આપની આગળ કહ્યું તે સાચું છે કે હું એ કામને લાયક નથી, તો આપ માફ કરો અથવા જો હું જુઠું બોલીયો તો જુઠાને સેહેરનો કાજી કરવો લાયક નથી. બાદશાહ એવું સાંભળી તેની દાનાઇ ઉપર ઘણો ખુશી થયો અને તેને વીસે શાબાસી આપી!

## કીસ્સો ૧૧૮ મો.

એકવાર અકબર બાદશાહે બીરબલને કહ્યું કે મારે વા સતે એક એવો મેહેલ તઈઆર કરય કે જેના થાંભલા ન રહે જમીન ઉપર કે ન રહે આશમાંનમાં. આકાશને ધરતી ના અંતરીઆળ ભાગમાં મેહેલ બંધાવી આપ.'' વારૂ સા હેબ'' કહીને બીરબલ ઘેર આવ્યો. અને ઘણી ફીકરમાં પડયો. તેની દીકરી ઘણી ચતુર હતી. તેણીએ પોતાના પિ તાને ચિંતાતુર જોઈને પુછી જોયું તો તેણે સઘળું વૃત્તાં ત કહી સંભળાવ્યું. તીયારે તે દીકરીએ ધીરજ આપી ક હ્યું કે એવી નજીવી વાત ઉપર શું કરવા આટલા બધા દીલગીર થાઓછો. એવું કહી બજારમાંથી પાંચદશ પોપટ વોહોરી લા વી. અને તેઓને એવું ભણતાં શીખવીયું કે'' ઈંટો લા વ, ચુનો લાવ, લાકડાં લાવ. એ રીતે બોલતાં શીખવી થોડી મુદતમાં પોપટને તઈયાર કરયા. પછી તે વીસેનો સં કેત બતાવ્યા પ્રમાણે બીરબલે તે બધા પોપટને બાહાદસા હના મેહેલમાં લઈ જઈ એક ઓરડામાં પુરીને બારણાં બંધ કરયાં. તેઓ માંહી અંતરાળ ઊડી ઊડીને બોલવા લાગીઆ કે ''ઈટો લાવ, ચુનો લાવ, લાકડા લાવ.'' પ છી બીરબલે બાહાદસાહને તે ઓરડા કને તેડાવ્યો. તેણે ઉ પર પરમાણે થતા અધર સબદો સાંભળી લીધા એટલે બી રબલે કહ્યું કે પરવર દિગાર તારો અંતરીઆળ મેહેલ બાં

ધરવા સારૂ બધા મીસ્ત્રીઓ ઉંચા અધર જઇ તઇઆર રહા છે હવે કડીઆ મજુર સુતારોને ઉપર મોકલો તો કામ ચાલતું થાય! આવું સાંભળીને અકબર ઘણો તાજુબ થયો ને બીરબલને ઘણી સાબાસી આપી!

## કીસો ૧૧૯ મો.

કોઇ શહેરમાં એક બાદશાહનો એવો હુકમ થયો કે જેના ઘરમાં એક લાખ રૂપીઆ હોય તે પોતાના ઘર ઉપર એક ઝુંડો ચઢાવે. એ હુકમ પ્રમાણે એકે એક અમીર અને સોદાગરોને ત્યાં ઘરના મથાળે પાંચ પાંચ સાત સાત ઝુંડા ઊડવા લાગ્યા. તે જોઇને એક ગરીબે પોતાના ઘર ઉપર એકદમ પચાસ સાઠ ઝુંડા ઉરાડયા. તેથી શહેરના લોકોએ તેને ઘણો તવંગર જાણ્યો. તેની પાસે ઘણી દોલત જાણીને તેના ઘર ઊપર ધાડ પડાવાનો અથવા ચોરી કરાવાનો ઇરાદો કરતા હતા. પણ કાંઇ ફાવતું ન હતું, કારણ કે બાદશાહે તેનું ઘર સંભાળવા ઘણીએક પલટણોને આશપાશ મુકી હતી. થોડીક મુદત બીતીયા પછી બાદશાહના શહેર ઉપર દુશમનની ફોજે ઘેરો ઘાલ્યો. તે સાથે લડવા બાદશાહને લશકર વધારવાની જરૂર પડી. ને ખરચ ઘણું થયું. તેથી હુકમ ફેરવ્યો કે શહેરના શાહુકારોને તીયાં જેટલી જેટલી દોલતછે તેનો અરધ હીસ્સો બાદશાહને મદદમાં આપવો. ફતેહ થયા પછી જેમનાં તેમને નાણાં પાછાં સોંપવામાં

આવશે હુકમને માન કરી અમીર ઊમરાવોએ ઝુંડા પ્રમાણે પોતાની પુંજીમાંથી અરધ ભાગ પહોચાડ્યો. પણ પેલા ગરીબે તો એક રૂપીઓ પણ આપ્યો નહી. તેથી બાદશાહે તેને પકડી મંગાવ્યો. ને ઝુંડા પ્રમાણે તેની પાસે દોલત ગણી અરધો ભાગ માગ્યો. તીયારે તે કહેવા લાગ્યો કે સાહેબ મારી પાસે કાંઇ નથી. આ ઝુંડા તો મેં પોતાને ઉપરથી માત્ર ગ્રહસ્થ જણાવાને દેખાદેખી ઉરાડ્યા છે. એવું સાંભળી પાદશાહે ઘણી તજવીજ કરી ને તેના ઘરનો તલાસ લીધો પણ કાંઇ મળીયું નહી. છેવટે આશરે રૂ૫૦ થી ૭૫) ની કીમતનો તેનો પરચુરણ સામાન જાસુદોએ લાવીને બાદશાહ આગળ રજુ કર્યો. તે જોઇને બાદશાહ કહેવા લાગ્યો કે શી મુરખાઇ થઇછે કે એના ઘરનો જાપતો રાખવા વાસ્તે જેટલા માણશોનો ખરચ થયોછે તેના હીસાબમાં પણ કાંઈ મળું નહી.!

## કીસો ૧૨૦ મો.

કોઇ બેવકુફ મુસલમાન વણકરને ચાર આંગળનો ગુલબદનનો એક કટકો જડ્યો. તે લેઇને વિચારે છે કે એ ઘણો સારો છે. એનું પેહેરવા જોગ કાંઈ કાપડ બને એવું તો નથી. એવું વિચારી પછી તેણે એક જાતના કપડાંનો ચોરણો શિવડાવ્યો. અને તેના પર નાડા નીચે બે ``ગની વીચમાં દેખાય એવો પેલા કડકાને ચોઢયો. વળતી સાસરે

દેખાડવા સારૂ મુલાકાતને મીશે ગયો. સસરાના ઘરમાં પેઠો ત્યાં તેને બેસવાને પાટલો આપ્યો, ત્યાં પાશે ઢોલીઓ ઢાળે લો હતો. તે ઉપર પોતાનો એક પગ ઉંચો મુકી પેસા ગુ લબદનનો કડકો દેખાતો કરી બેઠા વાત ચીત કરતાં થોડી વાર રહીને ઘરમાં દાળ રાંધેલી હતી. તે તથા પીવાજ રોટ લી સાથે ખાવાને તે બેઠો. જમતી વખત પોતે ધુસ્સે થયો કે હું છેક સાસરા સુધી ચાલીને આવ્યો ને મને પીવાજ ને દાળ ખવરાવી. આ વાતનો ઠપકો મારી બાઈડીને જઈને કહું. એવું ધારી પ્યાજને દાળ પ્યાજને દાળ મનમાં ગોખતો ગોખતો ચાલીયો. રસતે જતાં એક તળાવ આ વ્યું. ત્યાં પાણી પીતાં "પીવાજ ને દાળ" કહેવું ભુલી ગ યો. તેથી મોટે ધાંટે રડવા લાગ્યો. કે પારો મારૂં કાંઇ ખો વાયું છે. એમ બોલી પાણીમાં ફાં ફાં મારવા લાગ્યો: તે ને જોઇ રસતે જનારા પણ પાણીમાં સોધવા લાગ્યા. ને સહુને એમ લાગ્યું કે બિચારાનું કાંઇ ખોવાયું હશે તેથી રડેછે. તેવામાં એક જણે પુછીયું કે ભાઈ મોંડથી બોલને તારૂં શું ખોવાયું છે. ત્યારે તે રડીને બોલી ઉઠયો કે મા રી ઘણી કામની ચીજ હતી. એટલુંજ બોલતાં તેના મો ઢામાંથી પ્યાજની દુરગંધ નીકળી. ત્યારે પેલા સખસે કહ્યું કે તું જરા દુર રહે તારા મોહોમાં નરૂં પીઆજ પીઆજ ગંધાયછે. આવું સાંભળી તે વણકર બોલ્યો હાંરે યાર એ જ ખુદા તારૂ ભલું કરે. હવે મને મારી ખોવાયલી ચીજ

મળી. એવું કહીને ચાલવા માંડયું તીયારે રસતે જનારા એએ ઘણી તજવીજથી પુછ્યું તેથી તે વાણીઆરે બધું બયા ન કરી બતાવ્યું તે શાભળી બધા ખડખડ હશ્યા. ને તેના માંથામાં છકડ મારી ચાલતા થયા!

## કીસો ૧૨૧ મો.

બીરબલને અમીર ખુસરો સાથે હમેશાં ટપા ટપી ચાલતી હતી. એક રોજ બેઉ જણા અકબરસાહ સાથે બાગમાં ફરતા હતા. ત્યાં પેટમાં બીગાડને લીધે બીરબલથી પાદી જવાયું તીયારે અમીર ખુશરો પાદસાહને કેવા લાગ્યો કે કૃપાનાથ જુઓ આ બીરબલ કેવો મુરખછે. કે આપની પણ અદબ રાખતો નથી. એ શું કરે વાંણીઆની જાત જ એવી હોયછે. આવું સાંભળી બીરબલ લજવાઈને એક ગામડામાં જઈ સંતાયો. બાહાદરશાહે તેનો ઘણો સોધ કરાવ્યો પણ બીરબલનો કાંઈ પતો લાગ્યો નહી. તીયારે અમીર ખુસરોએ બાહાદસાહને એવી યુકતી બતાવી કે પરવરદીગાર આસ પાસના ગામડામાં એકેકી બકરી તોળી તોળીને હાંકી મુકો ને દરએક ગામના મુખીને જાહેર કરો કે થોડી મુદત પછી હું તે બકરી પાછી મંગાવી લેઇશ. તેટલામાં તે બકરીના શરીરનું વજન વધતું ઓછું થવું ન જોઇએ. જો એમ થસે તો શીક્ષા કરવામાં આવશે. પછી બાહાદરશાહે એ પરમાણે કરવાથી જે ગામમાં બીરબલ ર

હ્યો હતો તે ગામનો પટેલ રડીને કેહેવા લાગીઓ કે બાહાદ સાહના આવા હુકમને લીધે બકરીને ઝાજુ ખવરાવાતું એ નથી તેમ તેને ભુખીએ રખાતી નથી. તીયારે બીરબલે પટેલને જુગતી બતાવી કે બકરીને આખો દહાડો ચરતી મુકય ને સારી પેઠે બરદાસ્ત રાખ. અને સાંજ પડે તીયારે તેની આગળ એક વરૂ બાંધ તેથી તેનું આખા દહાડાનું ખાધેલું સોસાઇ જશે. તેથી તે બકરી વજનમાં જેટલીની તેટલીજ રેહેશે. એ રીતે પટેલે કર્યું, પછી થોડા દહાડા પછી બાદસાહે બધેથી બકરીઓ મંગાવીને જોખી જોઇ તેમાં કોઇ વધતીને કોઇ ઓછી થઇ. પણ પેલી બકરીતો તોલમાં બરોબર ઉતરી. તીયારે બાહાદશાહે ધારયું કે બીરબલ તેજ ગામમાં છે. પછી તલાશ કરીને તીયાંથી તેડી મંગાવીઓ. બીરબલ પોતાની સાથે શોના રૂપાના ભાત ભાતનાં દાણા ઘડાવીને લાવેલો હતો, તે વિશે વખાણ કરીને બાહાદસાહ આગળ બોલીયો કે કરૂપાનાથ આ ઝાડ બીજનાં હું સાં વખાણ કરૂં. પણ તે બીજ એવી જગામાં રોપવાં કે જે જગાનો માલીક કોઇ દહાડો પાદો હોય નહી. ને હું ધારૂં છું કે અમીર ખુસરો એ કામમાં નથી. વાસતે તેની જગા આ બીજ રોપવામાં માફક આવસે. બાહાદશાહે કબુલ કરીને અમીર ખુશરોનું ઘર ખોદાવીને તીયાં ખેતર કરી પેલાં બીજ રોપાવ્યાં. થોડા દહાડા વીતીયા પણ બીજ ઊગી નીકળ્યાં નહી તીયારે બાહાદશાહે બીરબલને પુછીયું કે સા·

કારણથી ઝાડ ઉગી શકયાં નહી? જવાબ દીધો કે હે પૃથવી નાથ અમીર ખુશરો વીરો ધારતા હતા તે ખોટું પડયું. એ પણ પાદેલો હશે ખરો. બાહાદશાહ આ વાત સાંભળી ને ખડ ખડી હશો!

## કીસો ૧૨૨ મો.

કોઇ શેહેરનો રાજા હતો, કે જેની માનું નામ ધોળી હતું. તે રાજાની પાશે એક મસકરો રેહેતો તેની માનું નામ કાળી હતું એક વાર તે રાજા પેલા મશકરાને સાથે લેઇ બાગમાં ફરતો હતો તીયાં એક ગધેડો એક કાળીગધેડી ઉપર ઘણો મસ્ત થયો, તે જોઇ રાજાએ મસકરાને કહ્યું કે રે જો કાળીના ઉપર શી બાહારછે મશકરાએ જવાબ દીધો કે પૃથવીનાથ તમારે મનથી કાળી પણ તેના મનથી તો આ વેળા ધોળી છે! એવું સાંભળી રાજા ચુપ થઇ ગયો, ને ફરીથી તે વાત સંભારી નહી.

## કીસો ૧૨૩ મો.

એક દહાડો એક બાહાદશાહ પોતાના વજીર સાથે બેસીને ખજુર ખાતો હતો ને ખજુર ખાઇને બધા ઠીલા વજીરની ભણીં ફેંકતો હતો, તે ખાઇ રહીને બાહાદસાહે વજીરને હસતે મોડે કહ્યું કે રે વજીર તું ઘણો ખાધરો છે, આટલો બધો તેં ખજુર ખાધો કે જેના ઠળીઆનો તારી પાશે મોટો ઢગલો

થયોછે. વજીરે ધીરે રહીને જવાબ દીધો કે કરૂપાનાથ આપ કહોછો તે ખરી વાત છે પણ તમારા જેવો એટી મેં દુનીઆમાં કોઇ ન જોયો કે ખજુર ખાઓછો તો ખાઓ છો પણ તેના ઠળીઆએ પાછા કાઢતા નથી!

## કીસો ૧૨૪ મો.

એક દીવસ સીકંદર પાદશાહ પોતાની કચેરીમાં અમીરોને કહેવા લાગેયો કે હું કોઇને કદી ના ઊમેદ કરનાર નહીં. મારી પાસે જે માગે તે બક્ષીસ કરવાનો. તીયારે તે કચેરીમાંથી એક અમીરે ઊઠીને અરજ કરી કહ્યું કે એ મારા ખાવંદ મેહેરબાની કરી મને એક રૂપીયો આપ સીકંદરે જવાબ દીધો કે પાદશાહોની પાદશાહીમાંથી છેક હલકી રકમ માગવી એ પણું બેવકુફી ભરેલું છે. તીયારે ફરીને અમીરે કહ્યું કે સાહેબ તારી પાદશાહીમાંથી એક રૂપીઓ આપવો ઘણો હલકો લાગેછે તો હું માગું છું કે મેહેરબાની કરી તારી આખી પાદશાહી મને બક્ષીસ કરીદે. સીકંદર બોલ્યો કે પ્રથમ જે તેં મને અરજ કરી તે મારી પાદશાહીમાંથી બખસવાને લાયક નથી. ને ફરીથી તેં જે ઇચ્છું તેવી બક્ષીસને લાયક તું નથી અને એ બે અરજમાં તું સપડાયો વાસ્તે તને કાંઈ યોગ્યરીતે આપવું પણ ઘટીત નથી. એવું સાંભળી તે અમીર ઘણો સરમીંદા થયો ને કાંઇ બોલી શકયો નહીં!

## કીસ્સો ૧૨૫ મો.

કોઇ પાદશાહ એક મશકરા ઉપર ઘણો કોપ્યો ને હુકમ કર્યો કે તેને હાથીના પગ તળે ચીરાવી નાંખવો. તીયારે તે મશકરો રડીને કહેવા લાગ્યો કે રે મારા સાહેબ હું ઘણો ગરીબને દુબળોછું તેથી હાથીના પગને લાયક નથીં. હું આ હીરામણ પોપટના પગને લાયકછું. ને જે તારી આગળ વજીર ઉભેલોછે તે એવો પુષ્ટ છે કે એનું હાડકું પણ હાથીના પગમાં ખુંચશે નહીં. તીયારે, પાદશાહ તે વજીરની તરફ જોઇ હશીને કહેવા લાગીયો કે આ મશકરો શું કહેછે? વજીરે જવાબ દીધો કે સાહેબ તું મેહેરબાની કરીને એ કમબખતને માફ કરય નહીં તો એ મને કંઇક નુંકશાનીમાં નાખશે. એવું સાંભળી તે પાદસાહ પેલા મશકરાની વાત ઊપરથી હશાયો. ને તેના અપરાધ માફ કરી ઉલટો શીરપાવ બખશાયો!

## કીસ્સો. ૧૨૬ મો.

એક નવાબ એક મશકરા ઊપર ઘણો ખુશ રહેતો અને દરરોજ તેની મશકરી કરતો. કોઇવાર તે મશકરાયે નવાબની મશકરી કરી તેથી નવાબ ઘણો ઘુસ્સે થયો ને હુકમ કરીઓ કે ફરીથી મારી નજર આગળ નહીં આવવું તેથી તે મશકરો શેહેર બાહાર ફરતો ફરે. તેને નવાબની આગ

ળ જવાનો શોખતો ઘણો થતો પણ જઇ શકાતું નહીં એક દહાડે તેણે એવી જુગતી કરી કે પોતે છેક નાગો થઇને મુળાની એક ઝુંડી કમરે બાંધી ને તેમાંનો એક મુળો ગાંડમાં ઘાલ્યો. ને પાંચ સાત બકરાં આગળ ગયો. તે બકરીઓ મુળા ઉપર દોડી આવી પોતે આગળને પાછળ બકરાં દોડયાં જાય. એ રીતે પાંચ દશ બકરાંનું ટોળું દોડાવતો તે એકાએક નવાબની કચેરીમાં દોડી આવ્યો બકરાના સામો હાથ કરીને પાદશાહને કહેવા લાગ્યો કે સાહેબ તું કાપેલોછે તેથી તારી રહીયતમાંનું કોઇ આદમી મારી સાથે બોલતું નથી. પણ તે ભેગાં આ જાનવરો પણ મને જંપવા દેતાં નથી. વાસ્તે મારો ઇનસાફ કરવ કે આ બકરાં મારી પછવાડે દોડે નહી. આવો કઢંગો દેખાવ જોઇ તથા તેની અરજ સાંભળી નવાબ હસ્યો ને તેની તકસીર માફ કરી!

## કીસ્સો ૧૨૭ મો.

એક દહાડો એક મશકરો મરઘાને કહેવા લાગીયો કે તું ઘણો નીમકહરામછે કેમકે જે માણસો તને પાળીને પોતાના ઘરમાં રાખેછે તેઓ જ્યારે તને પકડવા આવેછે તીયારે તું નાશી શું કરવા જાયછે! જો કે હું જંગલનું પક્ષી છું તો પણ થોડા દીવસમાં પાળનાર માણસને વાસ્તે હું શીકાર લેઇ આવુંછું. હું કોઇ કોઇ વાર ગમે તેટલો દુર ઉડી જાઉંછુ તો પણ પાળનાર મને બોલાવેછે કે

તુરત પાછો આવું છું. આવું સાંભળી મરઘાએ જવાબ આ પ્યાને બદલે પુછયું કે કોઇ દહાડો મરઘાની પેઠે તમારી જાતના શકરાને કપાતા ને મરાતા જોયાછે? અમારી જાતનાં પંખીના જેવી તમારી જાતના પંખીની દશા થતી જો તું જુએ તો મારા કરતાં વળી વધારે નાશે.!

## કીસો ૧૨૮ મો.

કોઇ કામેલ શખસ પાદશાહનો ઘણો માનીતો હતો. ને તેને એવી ટેવ હતી કે રોજ બેઠા બેઠા ડાઢીના વાળ તોડયાં કરે. એક દહાડો પાદશાહ ખુસે થઇને કહેવા લાગ્યો કે જો તું હવેથી એવી રીતે કરશ તો મોટી સજાને પામીશ. આવી દેશતને લીધે તેને ડાઢીના વાળ ચુંટવાનું કામ બંધ કરયું. થોડા દીવસ પછી કાંઈ તેણે પરાક્રમનું કામ બજાવ્યું તેથી પાદશાહ ઘણો રાજી થઇને કહેવા લાગ્યો કે માગ જે માગે તે આપું. તેણે જવાબ દીધો જે હે પ્રથવી નાથ મને મારી ડાઢી ચુંટવા દે. બીજું મારે કશું જોઇતું નથી ! એવું સાંભળી પાદશાહ હસ્યો ને કહ્યું કે જયારે તારી એવીજ ખુશીછે તો જા મેં તને એજ આપીયું.

## કીસો ૧૨૯ મો.

કોઇ બદસીકલનો સખસ એક વૈદ્ય પાસે જઇને કહેવા લાગ્યો કે સાહેબ મને એક ખરાબ જગો પર ગુમડું

થયુંછે તે જગો તને દેખાડી શકતો નથી વૈદ્યે તેને મોંડા તરફ જોઇને કહ્યું કે તું જુઠું બોલેછે કેમકે તારા ચેહેરા ઊપરતો કાંઇએ દેખાતું નથી ! કેહેવાનો મતલબ એક તારી ખરાબ જગામાં અને તારા ચેહ્રરામાં કશો તફાવત નથી.

## કીસો ૧૩૦ મો.

કોઇ ગ્રહસ્થે પોતાના ચાકરને કહ્યું કે જયારે તું સવારના પોહોરમાં બે સાથે બેઠલા કાગડા જુએ તેજ વખતે મને જાહેર કરજે કેમકે તે કાગડાનું જોડું જોયાથી મારો આખો દહાડો ખુશી ભરેલો જશે. એક દીવસે તે ચાકરે એક જગા ઉપર બે કાગડા બેઠલા જોયા તેજવેળા જઇને પોતાના શેઠને ખબર કરી. ને જયારે તે ગ્રહસ્થે બાહાર આવીને જોયું તો એક કાગડો બેઠલો દીઠો ને બીજો તો ઊડી ગયેલો હતો. તે જોઇ પોતે ઘણો ગુસે થઈ ચાકરને ચાબકે ચાબકે માર્યો થોડી વારપછી તે શેઠને વાસ્તે મિત્રને ત્યાંથી કાંઈ સારું ભેટ આવી. ત્યારે પેલા ચાકરે કહ્યું કે ઓ મારા ખાવંદ જો તેં એક કાગડો જોયો તો તને લાભ થયો પણ કદી સાથે બે કાગડા જોવામાં આવ્યા હોત તો મારી પેઠે ચાબકનો તું પણ માર ખાત!

## કીસો ૧૩૧ મો.

એક દીવસ કોઈ કાજીએ કીતાબમાં વાંચ્યું. કે જે

માણસનુ માથું નાંહાનું ને ડાઢી લાંબી હોય તે નીર ભાગી ... ખરો મુરખ જાણવો. હવે તેજ કાજીની દાઢી લાં ... અને માંથું નાહાનું હતું. તેથી તેણે દીલમાં વિચાંરયું કે માંથુ તો મોટું કરી સકતો નથી પણ ડાઢી ટુંકી કરૂ. એવું ધારી તે વખત પર કાતર સોધી પણ જડી નહી તેથી લાચાર થઇને પોતાની અરધી ડાઢી મુઠીમાં પકડીને બાકીની અરધી ડાઢીને તીયાં પાશે બળતા દીવા કને બાળીને ટુંકી કરવાના મનશુબે લેઇ ગયો. દીવાની જવાલ લાગતાં તેની ડાઢી સળગી ઊઠી તેથી અરધી ડાઢી જે હાથે પકડી હતી તે હાથ દાજવા લાગ્યો. તેથી ખભરાઇને પકડેલી ડાઢી મુકી દીધી. કે તમામ ડાઢી બળી ગઇ તીયારે કાજી ઘણો પસતાઇને કહેવા લાગીઓ કે કીતાબમાં લખીયુંછે. તે પંરમાણે છે.

## કીસો ૧૩૨ મો.

કોઇ સખસે સ્વપનામાં શેતાનને જોયો ને જોરથી એક લપડાક મારી તેની ડાઢી પકડીને કહેવા લાગીયો કે અરે કાફર તુંજ મારો દુશમનછે ને માણુસ જાતને ડરાવાને આવી મોટી ડાઢી રાખેછે એવું કહી વળી બીજો તમાચો કડકડાવીને માર્યો. એટલામાં આંખ ઉઘડી ગઈ તો પોતાની ડાઢી પોતનીજ હાથમાં જોઇને તથા ગાલ ઊપર પોતાનો પોતેજ તમાચો ખાધો જોઇને પોતાના વિશે પોતે હશી પડયો.!

## કીસો ૧૩૩ મો.

કોઈ સ્વાર એક ગામમાં ગયો. તીયાં સાંભળ્યું કે ચોર ઘણા છે. પછી જયારે રાત પડી તીયારે પોતાના ઘોડાવાળાને કહેવા લાગીયો કે જા તું ઉંઘ ને હું આંહી જાગું છું કેમકે તારો મને વિશ્વાસ નથી. ઘોડવાળાએ જવાબ દીધો જે એ ખુદાવંત એવી અજુગતી વાત કેમ બોલો છો. "હુ પડયો પડયો ઉંઘું ને મારો સરદાર જાગે" એમ કદિ હું નહી કરવાનો. આપ સાહેબ ઉંઘો ને હું જાગુછું. પછી તે સ્વાર ઉગ્યો ને એક પોહોર રાત્રી વીતીયા પછી ઉઠીને ઘોડાવાળાને પુછવા લાગીયો કે તું શું કરે છે? જવાબ દીધો. "સાહેબ હું મોટા વિચારમાં છું કે પ્રભુએ પાણીની ઊપર જમીન શી રીતે પાથરી હશે! સ્વારે કહ્યું કે હું બીહીઉં છું કે રખે ચોર ઘોડા લઇ જાય ને તેની તને ખબર ન પડે. જવાબ દીધો—સાહેબ તમે કાળજે કરાર રાખજો કે હું સારી પેઠ ચોકશી રાખું છું. તે સ્વાર ફરીથી સુતો ને વળી અરધી રાતે જાગીને પુછવા લાગીયો કે અલ્યા ઘોડાવાળા તું શું કરેછે? જવાબ દીધો—હું એવા અંદેશામાં છું કે પ્રભુએ વગર થાંભલે આકાશને કેવી રીતે થંભાવ્યું છે! સ્વાર બોલ્યો કે ભાઇ તારાથી હું ડરૂં છું કે રખે ને ચોર પોતાનું કામ સાધી જાય. ઘોડાવાળે કહ્યું કે ચોર શી રીતે આવી શકસે હું જાગું છું. વળી સ્વારે એવું કહ્યું કે જો તારી મરજી

હોય તો તું સુઈજા હું જાગતો રહું. તેણે જવાબ દીધો-સા હેબ મને ઊંઘ નથી આવતી આવું સાંભળી વળી સ્વાર સુતો. ને જયારે થોડીક રાત બાકી રહી તીયારે તે ઉઠીને ઘોડાવાળાને પુછવા લાગીયો કે કેમ તું શું કરે છે? તે બોલ્યો કે સાહેબ હું ઘણો ફીકરમાં પડયો છું કે ઘોડો તો ચોર લેઇ ગયા પણ તે ઘોડાનું જીન, લગામ, તથા તોબરો મારે ઊચકવો પડશે કે આપ સાહેબ ઉચકશો.?

## કીસો ૧૩૪ મો.

એક પાદશાહે જોષીને પુછયું કે હજી મારી ઉંમરનાં કેટલાં વરસ બાકી છે? જોષીએ જવાબ દીધો કે દશ વરશ બાકીછે. ફકત દશ વરશ હવે જીવવાનું જાણી પાદશાહ ઘણો ચીંતાતુર થઇને માંદો પડયો. તેનો વજીર ઘણો વિચારવંત અને જુગતી વાળો હતો તેણે પેલા જોશીને પોતાના પાદશાહ આગળ બોલાવીનેપુછયુંકે તારી ઉંમરનાં હજી કેટલાં વરસ ખુટે છે?તેબોલ્યો કે વીસ વરશ. પછી વજીરે તેજ વખતે તલવાર કાઢીને પેલા જોષીનુ માંથું પાદશાહના દેખતાં ઉડાવી દીધું.તેથી પાદશાહ ઘણો ખુસી થયો. ને વજીરની તદબીર ઘણી વખાણી ને ફરીથી કોઇવાર જોષીના ભવિષ્ય વચન પર ભરૂશો રાખ્યો નહી.!

## કીસો ૧૩૫ મો.

કોઇ શખસ રસ્તે જતાં ઘણો ભુખ્યો થયો. તેણે

ત્યાં તળાવને કાંઠે એક આરબને બેઠા બેઠા ખાણું ખાતાં જોયો. તે આરબની પાસે જઇને પેલો શખસ કહેવા લાગ્યો કે હું તારા ઘર તરફથી આવ્યો છું. આરબે પુછયું કે મારાં બાયડી છોકરાં સહુ ખુશીમાં છે? તેણે જવાબ દીધો કે હા, સારી પેઠે છે. આવી ખુશ ખબર સાંભળીને તો પોતે આરબ નીચું જોઇ બહુ નીશ્ચીંતપણે ખાવા લાગ્યો. ને પેલા સમાચાર કેહેનારની ભણીતો ફરીને જોયુંજ નહી. તીયારે તે શખસ ફરીને તદબીર ઊઠાવી બોલ્યો કે અરે ઓ આરબ આ જે કુતરો તારી કને બેઠેલો છે તેના જેવોજ તારો કુતરો હતો જો જીવતો હોતતો. આવું સાંભળી આરબે ખાવાનું મુકી પુછયું કે મારો કુતરો શાથી મરી ગયો વારૂ? તે બોલ્યો કે તારા ઊંટનું હાડકું આવ્યાથી. તીયારે વળી આરબે ચીંતાથી પુછયું કે મારૂં ઊંટ શાથી મુવું? જવાબ દીધો—તારી ઓરત મરી ગઇ ને પછી કોઇએ તેને ઘાસ દાણો નીરચો નહી તેથી. ફરી વધારે દીલગીરીથી પુછયું કે મારી ઓરતને શું થયું? જવાબ દીધો કે તારા છોકરાના મરણ શોકથી રડી રડીને અને પથરાથી પોતાનું માથું છાતી કુટી કુટીને. વળી મોટી હબક ખાઇને પુછયું કે મારો છોકરો સાથી મરી ગયો? તે શખસે કહ્યું કે તારૂં ઘર ફુટી પડયું તેમાં છોકરો ચગદાઇ મુઓ. આવી રીતે આરબે પોતાના ખાણા ખરાબીનો હેવાલ સાંભળ્યો તેથી ખાવાનું તાંહાંનું તાંહાં પડ

તું મુકીને અંગ ભભુત લગાવી પોતાના ઘર તરફ રડતો ક ળકળતો ચાલ્યો. ને પેલા શખસે આવી હીકમતથી તેનું તાંહાં પડ્યું રહેલું ખાણું નીરાંતે ખાધું !

## કીસો ૧૩૬ મો.

કોઇ સખસ એક નગરમાં ઘોડો ચોરવા ગયો. ત્યાં કામ એવું બન્યું કે તે પકડઇ ગયો, ત્યારે ઘોડાના ધણી એ ચોરને કહ્યું કે જો ઘોડા ચોરવાની હીકમત તું મને દ ખાડે તો તને છોડી મુકું તીયારે તે પ્રમાણે બતાવા ચોરે કબુલ કરૂં પછી ઘોડા આગળ જઇને તેને ખુંટેથી છોડયો, ને લગામ ચડાવી તે ઉપર સ્વાર થયો. પછી તે ઘોડાને પ વનની પેઠ ધસારાબંધ દોડાવીને કેહેવા લાગીયો કે જુઓ અમે આ પરમાણે લોકના ઘોડા લઇ જઇએ છઇએ, એવું કહીને ઘોડા સાથે નાઠો પકડવાને માણસો તેની પાછળ દો ડીયાં. પણ તે પછી હાથ લાગીયો નહી.

## કીસો-૧૩૭ મો.

કોઇ ગરીબ આદમીએ પોતાની પાસે એક ઘોડો રા ખ્યો હતો. એક દીવસ તેને તદબીર સુઝી આવ્યાથી એવું કર્યું કે ઘોડાને તબેલામાં બાંધીયો પણ અવળો બાંધ્યો એ ટલે એ રીતે કે મોડાને ઠેકાણે પુંછડી આવીને પુંછડીને ઠ કાણે મોડું આવ્યું. પછે ગામમાં જાહેર ખબર ફેરવી કે

શાહેબો એક અજાએબ તમાસો જેવો હોયતો કે ઘોડાનું માથું પુછડીને ઠેકાણે અને પુંછડી માથાના ઠેકાણે આવી છે. એવું સાંભળી અચરતી ભરેલો તમાસો જોવા ઘણા લોક એકઠા થયા ને જે શખશ ડેલામાં પેસી જોવા જવાને કહેતો તેની પાશેથી તે ઘોડાવાળો ઠગ પ્રમાણે પઇશા લેઇ અંદર પેસવા દેતો. જે માણસ અંદર જઇને જોતો તે ઝખવાણો પડી બાહાર નીકળી આવતો ને કોઇને કેહેતો નહી!

## કીસો ૧૩૮ મો.

એક ઓરત કાજી પાશે જઇને ફરીઆદ કરવા લાગી કે ફલાણા મરદે માહારા ઉપર જુલમ કરીને મને ખરાબ કરી. પછી કાજીએ તે માણુસને બોલાવીને પુછીયું કે આ ઓરત ઉપર શું કરવા બદ નજર કરી? તે મરદ ના મુકર ગઓ. તોયે કાજીએ હુકમ કસ્યો કે જા તું આ ઓરતને દશ રૂપીઆ ગુનેગારીના આપ. તીયારે તે મરદે લાચાર થઇને કાજીના હુકમ પ્રમાણે તે ઓરતને રૂપીયા આપ્યા. જયારે તે ઓરત ઘેર જવા લાગી ત્યારે કાજીએ પછી પેલા મરદને કહ્યું કે હવે જા ને તારા રૂપીઆ તે ઓરત પાસેથી પાછા લેઇ લે એવું શાંભળી દોડતો જઈ તેણે ઓરત પાશેથી જુલમથી રૂપીઆ લેવા માંડયાં પણ તે લેઇ સકીયો નહી. ત્યારે ફરીથી તે ઓરત કાજી પાશે આવીને કહેવા લા

ગી કે જુઓ વળી આ મરદ મારી પાશેથી જુલમ કરી રૂ
પીઆ પાછા માગેછે પણ હજી મેં એને આપીઆ નથી જો
આપનો હુકમ હોયતો આપું. કાજીએ કહ્યું કે આ શખ્સ
પોતાના રૂપીઆ જોરથિ લેઇ શકયો નહિ તો તારી ખુસી
વગર તારી સાથે બદ કામ કેમ કરી શકીયો? તું જુઠા બો
લીછે. જા એના રૂપીઆ એને પાછા આપ ને હવે ફરીથી
એવું ખાલી ફીતુર ઊઠાવતી નહિ!

## કીસો ૧૩૯ મો.

કોઇ શખ્સ એક પાદશાહની પાશે ગયો. ને કહ્યું કે
રાતે તારી ફોજમાંનો કોઇ મરદ જુલમથી મારે ઘેર આ
વી મારી લુંડીને બગાડી. તીયારે પાદશાહે કહ્યું કે જો
તે શખ્સ ફરીથી તારા ઘરમાં આવે તો તેજ વખત મને
ખબર કરજે પછી બીજી રાતે પણ પેલો શખ્સ તેના ઘરમાં
ફરી ગયો. તેથી તે ઘરધણીએ પાદશાહને ખબર કરી એટલે
પોતે પાદશાહ હાથમાં તલવાર લેઇને તેની સાથે ચાલ્યો.
જ્યારે તેના ઘરમાં આવ્યો તીયારે પ્રથમ દીવો બુઝાવી
નાંખ્યો. ને પેલા આવેલા માણસને કતલ કર્યો. ને ફરી
થી દીવો મગાવીને પેલા મારેલા માણશની સીકલ જોઇ
ખુદાનો આભાર માની તે ઘરધણીને કહ્યું કે જે ખાણું
હાલ તારા ઘરમાં તઇયાર હોય તે લેઇ આવ. તીયારે તે
ઘરધણી લાવ્યો તે પાદશાહે ઘણી ખુશીથી ખાધું. તે ઘરધ

ણી નવાબથી પુછવા લાગ્યો કે હે પુરથવીનાથ આનું કારણ શું છે કે પ્રથમ આવતાં વારમાં દવો બુજાવીને તે માણશને માર્યો. ને જ્યારે આપે તેનો ચેરો જોયો ત્યારે ખુદાનો આભાર માન્યો ને કવખતે ખુશીથી ખાણું ખાધું? આ વિશેનો પાદશાહે જવાબ દીધો કે મેં આગળ ધારેલું હતું કે મારા પુત્ર વગર કોઈની એવી તાકાત નથી કે પારકા ઘરમાં જુલમથી દાખલ થાય. માટે પ્રથમ એટલા સારૂ બત્તી બુજાવી કે જે મારા પોતાના કુંવરનો ચેહેરો જોઈશ તો હેતને લીધે હું તેને મારી શકીશ નહી. ને ફરીથી દીવો મગાવી મરનારનો ચેહેરો જોતાં ખુશી થયો કે તે મારો કુંવર નહી હતો. વળી જ્યારે તું મારી પાસે ફરીઆદ આવ્યો તે વેળા મેં દીલમાં પણ લીધું હતું કે જ્યાં લગણ એવા નિર્લજ પુરૂષને મારૂં નહી તીયાં સુધી ખાવું નહી. તે કારણથી હું ઘણો ભૂખ્યો હતો માટે મેં ખાણું મગાવીને આ કવખતે ખાધું.!

## કીસો ૧૪૦ મો.

કોઈ રજપુત ઘણો અફીણી હતો. તે એક દહાડો પરગામ ગયો રસ્તામાં એક મજલ ઉપર જઈ ઊતર્યો. તીયારે ત્યાંના લોકોએ આવીને કહ્યું કે "ઠાકોર સાહેબ આંહી ચોરી ઘણી થાય છે. તમે ચોકસાઈથી રહેજો એવું સાંભળી તે બંધાણી આખી રાત જાગીયો. અને એ સાંભળેલી ચોરીની વાત તેના દીલમાં તે દિવસથી ખુબ

ઢળી ગઇ. તેથી વારે વારે તેને ચોરોનીજ ઝંખના થવા માંડી. વાહાણું વાતાં ત્યાંથી ઘોડાપર બેશી આગળ ચાલવા લાગીયો. તીયાં રસ્તે કેફની ઝુમમાં ઝોકું ખાઇ લોકને પુછવા લાગીયો કે ઓ ભાઇ ઓ ભાઈ મારો ઘોડો કયાં છે? જવાબ દીધો કે ઠાકોર સાહેબ ઘોડા ઉપર તો બેશીને જાઓ છો. વળી બીજો ઘોડો કયો! તે જોઇને પોતે બોલ્યો કે વાત ખરી પણ ચોકસાઇ કરવામાં આપણું શું જાયછે.?

## કીસો ૧૪૧ મો.

કોઇ શહેરમાં એક અફીણુંને છ છોકરા હતા. તેમાંના ત્રણ છોકરાને સાથે લેઇ મોટા તેહેવારના મેળામાં ગયો. તીયાં ઘણી ભીડ જોઇને વછુટા પડવાની બીહીકે એક છોકરાને ખંધોલે બેશાડયો. બીજાને કેડ ઉપર તેડયો અને ત્રીજા એકને આંગળીએ વળગાડી આઘો એક જગા ઉપર ઉભો રહ્યો. તીયાં તેને અફીણની ઝુમ ચઢી ગઇ. વળી એવામાં તે મેળામાં મોટું તોફાન થયું તેના ધુંમાટથી તે ચમકયો અને જાણે પોતાની ખાંધ ઉપરનો છોકરો નથી એવું જાણી ઘણો ગભરાયો. પછી રડતો કુટતો કોટવાળ પાસે આવીને કહેવા લાગીયો કે "હાય હાય મારો છોકરો ખોવાયો" કોટવાળે પુછયું કે તમારે કેટલા છોકરા છે? જવાબ દીધો કે છ છે તેમાંથી એક ખોવાયો. ને પાંચ રહ્યા. એવું સાંભળી કોટવાળે ઢંઢેરાવાળાને સાથે મોકલ્યો કે ગામ

માં જાહેર કરો. તે અફીણી પણ પોતે પેલા ઢંઢેરા વા ળાની સાથે આખો દીવસ શાહેરમાં ફરયો. એમ કરતાં જ યારે સાંજ પડી તીયારે ના ઉમેદ થઈ રડતો ઘર તરફ ચા લીયો. ગભરાયેલા મનથી જેવો ઉતાવળો ઘરમાં પેસવા ગયો તેવોજ બારણાની શાખ પેલા ખાંધ ઉપરના છોકરા ના કપાળમાં વાગી તેથી રડવા લાગોયો. તીયારે અફીણી બોલ્યો કે હાય કમ બખત, નાદાન, હું તારે સારૂં તમામ શેહેરમાં રખડીયો ને મને રડાવીને તું રડીયો, તે કરતાં પહેલોજ કેમ રડયો નહીં કે હું આટલો બધો ખવાર થાત નહી. આવી વાત સાંભળીને એક સમજુએ કહ્યું કે ભા ઈ આ કહેવત પ્રગટ છે કે છોકરૂં કેડમાં ને ઢંઢેરો શાહેરમાં.!

## કીસો. ૧૪૨ મો.

એક અમીર હમેશાં પોતાના ચાકરને કહેતો કે મારે સારૂં બજારમાંથી ઓય ને હાય લેઇ આવ. તે ચાકર બીચારો હાટે હાટે રખડતો પણ એ વસ્તુ હાથ લાગતી નહી. ને દરરોજ ખાલી અથડામણ કરવી પડતી. આ વા તનો મરમ જાણીને કોઈ એક નટખટ માણસે નાહાની કુ લડીમાં એક વીંછી પકડી લાવી મુકયો ને તેનું મોઢું બંધ કરી તે કુલડી પેલા ચાકરને સોંપી. અને કહ્યું કે તું માંહી હાથ ઘાલતો નહી. જેણે ઓય, હાય, મગાવ્યાં હોય તેના હાથ માંહીથી કાઢી લેવા દજે. પછી તે ચાકર કુલડી

લેઇ અમીર પાસે આવ્યો ને કહ્યું કે સાહેબ આપે જે મંગાવ્યું છે તે આ કુલડીમાં છે કાઢી લ્યો. અમીરે હશીને કહ્યું કે "જોઉં શું લાવ્યોછે" એવું કહી અંદર આંગળી ઘાલી તેવોજ વીંછીએ આંકડો માર્યો. તેથી ઓચીંતો ઓય, ઓય કરવા લાગ્યો. ત્યારે ચાકરે ધીમે રહીને કહ્યું કે કરૂપાનાથ હાથ હાથ પણ એમાંજ છે. એવું સાંભળી તે અમીર પોતાની બેવકુફી ઉપર શરમાયો ને ફરીથી એવું ઠઠા મશ્કરીનું બોલવું ભુલી ગયો !

## કીસો ૧૪૩ મો.

એક દીવસ અકબર બાદશાહે બીરબલને કહ્યું કે બળદનું દુધ લાવી આપ. જવાબ દીધો કે વારૂ સાહેબ. એવું કહીને ઘેર આવ્યો ને ઉદાસ થયો. તેને દીલગીર જોઇને તેની ચતુર દીકરીએ પુછયું કે પીતાજી આજ કેમ ઉદાસ છો? બીરબલે પોતાની સઘળી હકીકતથી દીકરીને વાકેફ કરી. તે સાંભળી દીકરીએ દીલાસો આપી કહ્યું કે શું કરવા ફીકર કરોછો હું બળદનું દુધ તમને લાવી આપીશ. તે કાલે લેઇ જજો. પછી અરધી રાત ગઇ તીયારે તે દીકરી થોડાંક કપડાંની ગાંસડી બાંધીને દરીઆ કીનારે ગઇ કે જયાં દરીઆઇ મેહેલમાં પોતે અકબર પાદશાહ પોઢયો હતો. તે મેહેલ નીચે પાણીમાં જોરથી પોતે કપડાં ઝીકવા લાગી. તેના ધુંબાટથી પાદશાહ જાગી ઉઠયો

અને બારીએથી પુછવા લાગ્યો કે તું કોણ છે! આટલી રાતે કપડાં શાનાં ધુએછે? જવાબ દીધો કે ખુદાવંત તક સીર માફ કરો તો કહું. પાદશાહે કહ્યું બેલાશક કહે. તીયારે તેણીએ કહ્યું કે સાહેબ હું એક ગરીબ ઓરત છું ને મારા મરદે આજ રાતમાં છોકરો જણ્યોછે. તેના કપડાં ધોવા આવીછું. આવું સાંભળી બાદશાહ તેની મુરખાઇ ઊપર હસ્યો ને કહ્યું કે શું મરદ તે વળી છોકરો જણતો હશે? તેણીએ જવાબ દીધો કે શું તીયારે બળદ તે દુધ દેતો હશે! આવું યુકતી વેણ સાંભળી પાદશાહ ચુપ થયો. ને બીજે દહાડે બીરબલના આગળ બળદના દુધની વાત સંભારીજ નહી!

## કીસો ૧૩૪ મો.

એક કસબામાં કોઇ પટેલને ત્યાં પાણી પીવાના પથરના એક મોટા માટલામાં એક ભેંશે માથું ઘાલ્યું ને તે માથુ કાઢતાં શીંગડાં અટકયાં તેથી માંથુ બાહાર નીકળી શકીયું નહી. લોકોએ વાત પોતાની બુધી પરમાણે ઘણા ઉપાય કર્યા પણ કાંઇ વળીયું નહી. ત્યારે તેમાંનો એક ડાહ્યો બોલ્યો કે ભાઈ તમે લાખ તદબીરો કરશો પણ તે માથું નીકળનાર નથી માટે તમે લાલબુજગરને બોલાવો. પછી પંચના પટેલે તેડું મોકલ્યું તીયારે તે લાલબુજગર મોઆ દમામથી ઉંટપર બેસીને આવ્યો. ને દરવાજા

માં પેસતાંજ હુકમ કર્યો કે દરવાજો ભાગી નાખો કે મારૂ ઉંટ અંદર આવે. પછી દરવાજો ભગાવીને માં હી આવ્યો ને તીમાં ઉંટનું માથું માટલામાં જોઇ કેહેવા લાગ્યો કે હે મુરખો હું મરી જઇશ. તીયારે તમારી સી વલે થશે? શું જોયા કરોછો. ઝટ લેઇ ઉંટનું મા થું કાપી નાંખો, લોકોએ તેમ કરવાથી માથું જુદું થઈ મા ટલામાં પડી ગયું વળતી લોકો કેહેવા લાગ્યા કે માહારાજ માથું તો માંહી પડી ગયુ તીયારે પોતે હશીને કહેછે કે હાહા તે હું જાણુંછું, હવે આ માટલું ભાગી નાંખો. એટલે હ વણાં એ માથું એની મેળે બાહાર નીકળસે? આ પરમાણે કરવામાં હજી તમો અજાણ રહી ગયા. તો હવે ક્યારે આવી હીકમતો શીખવાના? હું તો આજ છું ને કાલ નથી. તીયારે કેટલાક કહેવા લાગીયા કે માહારાજ પ્રભુ તમ ને ખમા કરે. હવે અમે તો રહયા પણ કાંઇ તમારા છો કરાઓને હોંશીઆર કરો કે અમો ગરીબને આવે વખતે કામ લાગે. એવો આશીરવાદ દેઇને પેલું માટલું ભાગી નાંખીને માથુ બાહાર કાઢીયું.

## કીશો ૧૪૫ મો.

કોઇ સખસ હમેસ પોતાના દોસ્તના છોકરાને મુરબીની માફક ઘણીએક શીખામણ દેઈ સમજાવતો હતો ને કેહેતો હતો કે "ભાઇ દુરાચારથી દુર રહીએ ને ભુંડીની સંગત કદી કરીએ" ન

હી. કારણ કે રાંડોના ધક્કમાં મોટા ભલભલા આદમી ફ
ના થઈ ગયાછે. એ ચડસ કેવો ખરાબછે. તે તું જો કે
ગાંઠથી પઇશા જાય. ને દુનીયાંમાં ચરચા થાય. તેમજ
વળી અંતે ધરમ રાજને તીયાં નીચુ જોવું પડે," એ રી
તે તે ઘણી ઘણી શીખામણ દેતો હતો. ને આ છોકરાને
બદ ચાલનો ધારી તેના મીતરોને તથા સગાવાલાને તેના ન
હી છતાં અવગુણ કેહેતો હતો. તેથી તે છોકરો ઘણો દીલ
ગીરીમાંને વિચારમાં રેહેતો. ને પોતાના મન સાથે કેહેતો
કે "હે પ્રભુ હું કશામાં નથી ને મારા મળતીઆ શુ કરવા
મને ટોકેછે. ને મારા બાપને પરદેશ કાગળ લખવાની ધા
સતી દેખાડે છે. એક દીવસ તે છોકરો કોઈ મંડળીમાં
ગયો. તીયાં પેલા શીખામણ દેનાર સખસ વીશે સાંભળીયુ
કે તે ઘણો બદફેની ભરેલો છે ને ફલાણી રાંડને તીયાં પ
ડયો રહેછે. આવી તેની અપકીરતી સાંભળી તે છોકરાએ
એવું ધારીયું કે આ ઊડતી વાત ખોટીછે. આમ કદી હો
ય નહી કેમકે જે બીજાને સારી શીખામણ દે તે પોતે તે
એવો ખરાબ હોય?" આ રીતે પોતાના દીલ સાથે શમા
ધાન કરીયું છતાં પણ ઘડીએ ઘડીએ તે છોકરાને એ વાત
ઘણી ખુંચી આવતી. તેથી ફરી એવો ઠરાવ કર્યો કે લોક
તેને ફલાણી રાંડને તીયાં પડી રહેવા વીશે કહેછે તે ચાલ
જોઊં. તો ખરો કે તે સાચું છે કે જુઠું. પછી પોતે તક
રાખીને તીયાં જઈ જોયું તો પેલા શીખામણ દેનાર સખ

શના ખોળામાં એક રાંડ બેઠલી છે! તે જોઇને છોકરે મલામ કરી તીયારે તે ઘણો શરમાયો અને તેનો ચેરો ઘણો ફીકો પડી ગયો. પછી લાચાર પણે છોકરાને પુછવા લાગીયો કે કેમ કયાંથી આવો? સારી પેઠે તો છો.? છોકરે જવાબ દીધો કે સાહેબના હકમાં આસીરવાદ આપું છું ને ઘણા દહાડા થયા આપની મુલાકાત થઇ ન હોતી તેથી રાંડની સોબત નહી કરવા વીશે આપના મુખથી સીખામણ પણ હમણાની સાંભળવામાં આવી નહોતી વાસ્તે મેહેરબાની કરી સેવકને કાંઇ શીખામણ આપો આવાં મરમ ભરેલાં વાયક સાંભળી તે શખસ ઘણોજ શરમાયો. ને પોતાનું માથું નીચુ કરીયું તીયાં પેલાં છોકરે જતી વેળા કહ્યું કે મેહેરબાન સાહેબ "મસાલચીનો ઉજાશ બીજાને દેખાયછે પણ પોતે તો અંધારામાં ઠોકરો ખાયછે" એટલું કહી તીયાંથી ચાલતો થયો.

## કીસો ૧૪૬ મો.

કોઇ સખસ એક દોસતને પોતાને ઘેર મેમાન તરીકે લઇ ગયો. તીયાં વાતમાં વાત નીકળી કે સ્ત્રીનાં ચરીત્ર અકળ છે તેથી પેલો ઘર ધણી કેહેવા લાગ્યો કે ભાઇ પરમેશ્વરની પુરી કુરપા હોય તો સ્ત્રીઓના ફાંસામાંથી બચી શકાય. પછી પેલો મેમાન કેહેવા લાગીયો કે બસ્સો સાહેબ એ શી વાત છે કે સ્ત્રીના ફંદમાં મરદ આવે. જો મર

દ હોંશીઆર હોય તો રાંડ ઝખ મારેછે. આવી મગરૂબી ની વાત પેલા ઘર ધણીની ઓરતે સાંભળીને કાંઈ બોલી નહી. થોડીક વાર પછી ઘર ધણીએ પોતાના દોસતને કહ્યુ કે સહેબ જરા તમો બેશો મારે બાહાર કામછે. તીયાં જઈ આવું છું એવું કહી પછી પોતાની ઓરત પાસે જઈ કેહેવા લાગીયો કે આ મારો જે દોશત આવે લોછે તેણે મને ઘણાં ઉપકાર કરેલા છે વાસ્તે ઉતાવળી ર સોઈ તઈઆર કરજ. ને તજવીજે તેને જમાડજે. હું બા હાર જઈને આવું છું એટલું કહીને તે ઘેરથી ગયો. હવે તેની સ્ત્રીએ પોતાનું ચરીતર લડાવા માંડીયું. હાથમાં શાક સમારવા એક છરો પકડી પેલા મેમાનનુ મોહુ જોઈ ઘ ણી ઘણી રડવા લાગી તીયારે મેમાને પુછીયું કે બાઈ શું કરવા તું આટલી બધી રડુછે? સ્ત્રીએ જવાબ દીધો કે બાઈ તમારી ખીલતી જુવાની અને આ છરો જોઈને મને ઘ ણી દયા આવે છે કે તમે આખા કુટુંબને પાળનાર આજ મોટા સંકટમાં આવી પડયાછો" તીયારે તે ગભરાઈને ફરી પુછવા લાગ્યો કે બાઈ તું આ શું બોલેછે. કાંઈ સમજ પડતી નથી. વાસ્તે ખુલાસાથી કહે. તીયારે તે ઓરત બો લી કે બાઈ આપણો ચેહેરો જોઈ મને ઘણી દયા આ વેછે. મારા અભાગીઆ ધણીની એવી બુરી ચાલછે કે કો ણ જાણે અંતે એની કેવી ગતી થશે ! કેમકે તમને આ જ ઘરમાં આણ્યા એજ પ્રમાણે ઘણ એકને ઘરમાં તેડી લા

વી ખવરાવી દારૂ પાઇને આ છરો તેના માંથામાં ફેરવીને મારેછે ને તે મરી ગયા પછી લુગડાં ઘરેણાં ઉતારી લેઇ પોતાની પાસે રાખેછે. વાસ્તે મને આ છરો જોઇને રડવું આવેછે. આવું સાંભળી પેલો મેમાન બોચારો ઘણો ગભરાયો ને કપડાં પેહેરીને ચાલતો થયો. થોડેક દુર ગયો એટલે પેલો ઘરધણી ઘરમાં આવ્યો. ને પુછયું કે મારો દોસ્ત ક્યાછે ? સ્ત્રીએ જવાબ દીધો કે તેતો કોઇ બેવકુફ જેવો જણાયો કેમકે હું શાક સમારતી હતી તે વેળા તેણે જોવાને મારી પાસે છરો માગ્યો તીવારે મેં કહ્યું કે રોહો જરા શાક સમારીને આપુંછું એટલામાં રીસાઇને જતો રહ્યો તીયારે તે ઘરધણી ક્રોધ કરી બોલ્યો કે રાંડ તે જેવો તેણે માગ્યો તેવો કેમ છરો આપ્યો નહી. લાવ મારા હાથમાં એવું કહી જલદી હાથમાં છરો લેઇ પોતાના દોસ્તની પાછળ દોડ્યો ને આઘેથી હાક મારી પેલો છરો ઊંચો કરી દેખાડ્યો ને કેહેવા લાગ્યો કે ભાઇ લો જુઓ આ છરો તમે શું કામ રીસાઈ જાઓછો ? હવે જ્યારે પેલાએ વેગળેથી છરો જોયો તીયારે તો પેલી સ્ત્રીનું કેહેવું સાચું માની વધારે નાસવા લાગ્યો. જેમ જેમ તે આગળ નાસતો જાયછે તેમ તેમ પેલો ઘરધણી પાછળ પાછળ દોડતો જાયછે. જ્યારે બેઊ એકઠા થઇ ગયા તીયારે પેલા મેમાને ધોંટો કાઢી કહ્યું કે ખબડદાર જો હવે તેં મને માર્યો તો રસ્તામાં આટલા બધા લોક સાહેદીછે. પછી ઘરધણીએ

પુછયું કે ભાઇ તને મારી ઓરતે કાંઇ કહ્યું તો નથી ? આમ શા વાસતે ભાગી જાયછે લે જો આ છરો. તેણે જવાબ દીધો કે ભાઇ તારી ઓરતે મને કાંઇએ કહ્યું નથી. હું તારે ઘેર આવતાં સારી પેઠે ધરાયો હવેથી લાખ રૂપીઆ આપે તો પણ કદી તારે ઘેર આવું નહી !

## કીસો ૧૪૭ મો.

કોઇ ફકીર મોટી તકશીરમાં આવ્યો ને તેને કોટવાળ પાશે લેઇ ગયા. તે કોટવાળ પોતે જાતનો હબસી હતો. તેણે હુકમ ફરમાવ્યો કે આ ફકીરનું મોંહુ તમાંમ કાળુ કરી ગધેડા ઉપર બેસારી આખા શેહેરમાં ફેરવવો. તીયારે તે ફકીર બોલ્યો કે "કોટવાળ સાહેબ મારૂ મોહું અરધુ કાળુ કરાવ નહી તો ગામના રેહેવાશીઓ મને જોઇને સમજશે કે પંડે કોટવાળ ગધેડે ચડયો છે આવી વાત સાંભળી કોટવાળ હસ્યો ને તકસીર માફ કરી.

## કીસો ૧૪૮ મો.

કોઇ પાદશાહ પોતાના બાગમાં બેઠેલો હતો. તીયાં એક માણસ હાથમાં પંખી લેઇને ઉભેલો જોયો. બાદશાહે તેને બોલાવીને પુછીયું કે આ પંખી મને શું કરવા દેખાડેછે જવાબ દીધો કે મારા બાવંદમેં એક આદમી સાથે આપના મુબારક[1] નામ ઉપર સરત બકી હતી. તેથી આ

---

૧ કીર્તી દાયક.

પંખી હું જીત્યો તે તારી આગળ ભેટ કરવા આવ્યો છું પાદસાહ ઘણો ખુશી થયો ને તે પંખી લેઇને પોતાના માણસને સોંપ્યું. વળી બે તરણ દીવસ પછી બકરીનું બચ્ચું લેઇને પેલો સખસ આવ્યો ને કહ્યું કે હે પૃથવીનાથ આ બચ્ચું પણ હું તારા નામ પર જીતીઓ તેથી તારે વાસતે લાવ્યોછું પાદશાહે તે પણ ખુશી થઇને લીધું. તીયાર પછી તીજી વેળા પેલો સખશ એક બીજા શખશને પોતાની સાથે લેઇને ખાલી હાથે આવીને ઉભો તીયારે પાદસાહે પુછીઉ કે આ'જ કાંઇ મારે વાસતે નહી લાવીયો? તેણે જવાબ દીધો કે સાહેબ! આજ તો મેં તારા નામ ઉપર બે હજાર રૂપીઆની સરત બકી હતી તેમાં હું હાર્યો છું તેથી આ માણસ રૂપીઆ લેવા આવ્યોછે. બાહાદરશાહ આવી વાત સાંભળી હશ્યો. ને બેહજાર રૂપીઆ અપાવીને કહ્યું કે હવેથી મારે નામે કશી સરત બકતો ના જો હારીશ અથવા જીતીસ તો હું આપીસ નહી ને તારી પાશેથી લેઇસ પણ નહી.

## કીસો ૧૪૯ મો.

કોઇ સખશે એક દરવેસ પાસે જઇને તરણ સવાલ પુછીયા. તેમાં પહેલો એ જે શું કરવા તમે એવું કહોછો કે "ઇશ્વર સરવ જગાએ છે" કારણ કે તે કોઇ જગાએ જણાતો નથી. બીજો સવાલ એ જે માણશને તકશીરને

માટે શું કરવા શીક્ષા કરેછે? કેમકે જે કાંઇ થાયછે.ને ઇશ્વ રથી થાયછે. માણુશથી કાંઇ નીપજતું નથી. જો માણુસ થી નીપજતું હેત તો તે પોતાને વાસ્તે સારૂજ કરત. ત્રી જો સવાલ એવો કે જાહાનમની આગમાં શેતાનને શી રીતે બાળેછે? કેમકે તે શેતાનની પેદાશ તેજ આગમાંથી થએલી છે. જો આગમાં આગને બાળે તો તેમાં શી અશર થવા ની? આગમાં આગ કદી દાઝેજ નહી. આવી રીતના ત્રણ સવાલ સાંભળી ફકીરે એક મોટું ઢેપુ પુછનારના માંથામાં મા ર્યું તેથી તે સખત રડતો રડતો કાજી પાશે ફરીઆદ ગ યે. ને કહ્યું કે ફલાણા ફકીરને મેં તરણ શવાલ પુછીયા તે ના કાંઇ જવાબ નહી આપતાં ઊલટું એક માટીનું ઢેપું જોરથી મારા માંથામાં મારીયું. કે જેથી મારૂ માંથુ હજી દુખેછે. તીયરે કાજીએ દરવેશને બોલાવીને પુછીઉં કે તેં સા વાસ્તે સવાલના જવાબ નહી આપતાં તેને ઢેપુ મારી યું? દરવેશે જવાબ દીધો કે તે ઢેપુ એના શવાલનો જવા બ હતો એ કહે છે કે ઢેપાથી મારા માંથામાં દરદ થાય છે તે દરદ મને દેખાડે કે તે કયાં છે? તો પછી હુ તેને ઇ સવર બતાવું. બીજુ એ કે તે તારી પાશે સું કરવા ફ રીઆદ આવ્યો? જે થયું તે ઇસવરથી થયું છે મારાથી કાં ઇ થયું નથી. મારી શી તાકાત છે. તરીજું એ જે તે સ ખસની પેદાશ માટીમાંથી છે તો તેને માટીનુ ઢેપુ શી રીતે વાગી શકયું ને તેથી કેમ દરદ થયું? આવા જુગતી ભરેલા

જવાબ સાંભળીને પેલો પુછનાર સખસ ઘણો લાચાર થઇ ગયો. તેમજ તે કાજી પણ આવા જવાબ સાંભળી ઘણો ખુશી થયો.

## કીસો ૧૧૦ મો.

એક ખુશીશાળી સખશ કોઇ શેહેરમાં ગયો તીયાં સાંભળીયું કે આંહી એક ધરમાતુ માણસછે, ને તે મુસાફરોની ઘણી બરદાસ રાખેછે, આવી નામના સાંભળી પેલો ખુશીશાળી પોતાના જુના લુગડાથી તેને ગેર ગયો. તીયાં તેનો કોઇએ ભાવ પુછીયો નહી એટલુ પણ કોઇએ ના કહ્યું કે તમો બેશો. તેથી તે બીચારો પોતાના દીલમાં નીરાશ થઇ ઊતારા પર આવીયો. પછી બીજે દહાડે નવો પોશાક ભાડે લઇ તે મોટા ઠાઠ માઠથી પેલા ધરમાતુને ઘેર ગયો તીયારે તેણે તેનું ઘણું સનમાન કર્યું અને પોતાની પાશે બેશાડ્યો. અને તેને વાશતે નાના પરકારની રસોઇ તઇઆર કરાવી. જયારે તે મુશાફર જમવા બેઠા. તીયારે પરથમ એક કોળીઓ હાથમાં લઇ પોતાના પોશાક ઉપર મુકીયો તે જોઇ પેલા ધરમાતુએ પુછીયું કે સાહેબ આમ શું કરવા કરોછો? જવાબ દીધો કે હું ગએ કાલ જુનાં વસ્ત્ર પેહેરી આવીયો તીયારે મારૂ તમારે તીયાં હેકાણુ પડીઊ ન હેતું તો ખાવાનું તો કયાંથીજ મળે. ને આજ હું સારાં કપડા પેહેરીને આવીયોછું તેને લીધે આટલી

બધી મારી શરભરા થાય છે. માટે હું ધારૂછું કે આ જમણુછે તે આ મારા નવા પોશાકને માટેછે. કાઇ મારે મા ટે નથી આવું શાંભળી તે ઘરમાનુ માણસ ઘણો લાચાર થયો અને માફ માગી.

## કીસો ૧૫૧ મો.

કોઇ પાદશાહે પોતાના દુશમન ઉપર ફોજ મોકલી ને તે ફોજ દુશમનના હાથમાં કબજ થઇ. તીયારે ફોજમાંનો એક માણુસ ઊતાવળો પાદશાહ પાસે આવ્યો ને કહ્યું કે આપની ફતેહ થઇ. એવી ખુશ ખબર સાંભળી પાદશાહ ઘણો રાજી થયો. બે દાહાડા પછી પોતાની ફોજ દુશ મનને કબજે થયાની ખબર પાદશાહને પોહોચી. તીયારે પા દશાહે પ્રથમ જુઠી વધામણી ખાનાર સખસને સજા કરવા નો ઇરાદો કર્યો. તીયારે તે માણુસ કેહેવા લાગ્યો કે ઓ મારા ખાવંદ હુ સજાને પાત્ર નથી કેમકે મેં બે દહાડા તને ખુશમાં રાખ્યો. વાસ્તે તું આણુઘટતું શું કરવા કરેછે. આવું સાંભળી પાદશાહ ઘણો ખુશી થયો ને સજાને બદલે ઊલટો તેને શીરપાવ આપ્યો.

## કીસો ૧૫૨ મો.

કોઇ કંજુસે પોતાના દોસ્તને કહ્યું કે મારી પાશે એક હજાર રૂપીઆ છે. ને આપણે શેહેરની બાહાર એક જ ગામાં દાટી આવીએ. ને આ વાત તારા વગર હું બીજા

કોઇને કેહેવાનો નથી એવો વિચાર કરી રૂપીઆ લેઈ એક જગ્યા સેહેરની બાહાર ગયા ને ત્યાં એક ઝાડની નીચે દાટયા. થોડા દહાડા પછી પેલો કંજુસ તે ઝાડ નીચે ગયો ને જોયું તો ત્યાં પોતાના રૂપીયા ડાટયાની નીશાની જોઇ નહી તેથી પોતે નકી કરયું કે મારા દોસત વગર બીજો કોઇ લે એ નહી, હવે જોહું એને પુછીશ તો તે કબુલ કરવાનો નહી. એવો વીચાર કરી છાનો માનો પોતાને ઘેર આવ્યો ને પોતાના દોસતને ઘર આગળ બોલાવી કહેવા લાગ્યો કે બો ઉ મોટી નાણાની રકમ મારી પાશે આવીછે. વાસતે તે પણ જઇને આપણ પેલા ઝાડ નીચે દાટી આવીએ. જો તું કહેતો હોયતો આજ નહીં ને કાલે જઇએ, એવું સાંભળી પેલો દોસ્ત પરથમની દાટેલી રકમ જે પોતે લેઇ ગએલો હતોતે પાછી ત્યાં જઇ તે દીવસ ડાટી આવ્યો. તેજ રાતરે મોડેથી પોતે કંજુસ ઝાડ નીચે જઇ તે હજારની રકમ કાઢી લાવ્યો અને પોતાની જુગતી ઊપર ઘણો ખુશી થયો. ને ફરીથી એવા કોઇ દોસત ઉપર વિસવાસ રાખ્યો નહીં ?

## કીસો ૧૫૩ મો.

કોઇ પાદશાહે એક લુહારને કહ્યું કે મારે વાસતે બખ્તર તૈયાર કરીને લાવ જ્યારે તે તઇઆર થયું ત્યારે તે પાદશાહની પાસે લેઇ ગયો પાદશાહે તે બખ્તરને અજમાવવા સારૂં જમીન ઉપર મુંકી તલવારના એક ઝટકાથી કાપી નાં

ખ્યું પછી પાદશાહે લુહારને કહ્યું કે જો હવેથી આવું બ નાવી લાવીશતો તારા ધડ ઊપર માંથુ રહેવું મુશકેલ પડશે. એવું સાંભળી બીચારો લુહાર ઘેર ગયો. અને પોતાની ચા લાક દીકરીને તે સઘળી હકીકત કહી સંભળાવી તયારે તે દીકરીએ પોતાના બાપને હીમત આપીને કહ્યું કે તમે બી જું બખતર બનાવો. તે હું પોતે પેહેરીને પાદશાહ પાસે જઇસ પછી જયારે તે બખતર તઈયાર થયું તીયારે તે છોકરીએ પોતાના અંગ ઊપર પહેરી હાથમાં ઉઘાડી તલ વાર લેઈ પાદશાહ પાસે ગઇ. તયાં અદબથી પાદસાહને પોતે કહેવા લાગી કે હવે આ બખતરની અજમાયશ કરો. બ.દશાહ બોલ્યો કે તેં બખતરને અંગમાં કેમ પહેરીયું? જવાબ દીધો કે આ મારા બાવંદ બખતરની અજમાયશ અંગ ઉપર કરવાની છે પણ નથી કાંઇ જમીન ઉપર કરવાની કે તું તે કાપી નાખે. જમીન ઊપર તેની અજમાયશ થતી નથી વાશ્તે હું પહેરીને આવીછું આવાં બાહાદુરીનાં વચન સાંભળી પાદશાહ ઘણો ખુશ થયો ને ઇનામ આપીયું.

## ફીરો ૧૫૪ મો.

દાનાવ લોકમાં કહેવાયછે કે પાદશાહ સુલતાન મહમદ અયાજ નામના ગુલામ ઉપર દીલોજાનથી આશક હતો. તેથી તેના અમીર ઉમરાવો અયાજ ઉપર ઈરખા કરતા હતા. એક દહાડો સઘળા અમીરોએ પાદશાહને કહ્યું કે

અયાજ હમેશા આપના ખજાનામાં જાયછે. તીયાં જવાનું એને શું કારણ છે? પાદશાહે કહ્યું કે જયાં સુધી હું મારી નજરે જોઊ નહી તીયાં સુધી કોઇનું કહેલું માંનું નહી. બીજે દહાડે જયારે તે અયાજ ખજાનામાં ગયો. તીયારે તેઓએ પાદશાહને ખબર કરી ને પાદશાહે બારીમાંથી ધીરે રહી ને જોયું તો માંહી પોતે અયાજ પેકી ઉખાડીને જુનાં ફાટેલાં કપડાં કાઢીને પહેરે છે. એવું જોઇ પાદશાહ અંદર ગયો ને પુછયું કે એવાં કપડાં શા વાસ્તે પહેરે છે? તે ગુલામે જવાબ દીધો કે હે પુરથવીપાળ જયારે હું તારી મુબારક ચાકરીમાં નહોતો તીયારે એવાંજ કપડાં પહેરતો. ને તારી ખીજમતમાં આવ્યા પછી મને એવાં સારાં કપડાં મળેછે. તેટલા વાસ્તે હું રોજ રોજ મારો આગલો પોશાક પહેરીને કાઢી નાખુંછું કેમકે મારો આગળનો હેવાલ હું વીસરૂં નહી જયારે પાદશાહે આવું સાંભળીયું તીયારે તેનાં ઘણાં વખાણ કરીયાં ને તેનો હાથ પોતાની બગલમાં ઘાલીને બાહાર આવ્યો ને તેનો ઘણો મરતબો વધારીયો.!

## કીસો ૧૫૫ મો.

કોઇ માંછી હમેશાં નદીમાંથી માંછલાં પકડી બજારમાં વેચતો હતો. એક દહાડો એક અજબ તરેહની માછલી તેની જાળમાં આવી. તીયારે તેણે વિચાર્યું કે આ માંછલી ને જો હું બજારમાં વેચીશ તો મને બે પઇસાથી વ

ધારે મળશે નહી, માટે તે પાદશાહ આગળ જઇ ભેટ કરૂં તો તીયાંથી ઇનામ મળશે. તેવું વિચારી તે પાદશાહ આગળ ગયો ને તે માંછલી ભેટમાં મુકી. તે જોઇ પાદશાહ ઘણો ખુશી થયો અને હુકમ કર્યો કે એને એક સો રૂપીઆ ઇનામ આપો. એ વખત વજીર ત્યાં હાજર હતો તેણે પાદશાહને કાનમાં કહ્યું કે એક માંછલીને સારૂં આટલા બધા રૂપીઆ આપવા યોગ્ય નથી તીયારે પાદશાહે જવાબ દીધો કે મેં રૂપીઆ આપવાનો હુકમ કર્યો તે હવે ન આપીએ તો ઘણી ફજેતી થાય. તીયારે વજીરે કહ્યું કે એ માંછીને આપ પુછો કે " આ નર છે કે માદા " જો તે " નર " કહે તો આપ માદા માગજો ને તે " માદા " કહે તો આપ નર માગજો તો પછી તેના જેવું બીજુ માંછલું તેનાથી લાવી શકાશે નહી. ને એ બાહાને આ ઇનામ આપવું બંધ રહેશે. પાદશાહે વજીરની જુગતી પ્રમાણે માંછીને પુછ્યું કે આ માંછલી નર છે કે માદા ? તીયારે તેણે જવાબ દીધો કે પ્રથવીનાથ એ નરે નથી ને માદા એ નથી એતો ખોજો છે ! આવું સાંભળી પાદશાહને ઘણુંજ હસવું આવ્યું ને ઉલટા સો રૂપીઆ નહી આપવા ને બદલે બસો રૂપીઆ ઇનામમાં આપ્યા. !

## કીસો ૧૫૬ મો.

એક વાર કોઈ કવિથી મોટી તકરીર થઇ તેથી પાદશાહે મારાને હુકમ કર્યો કે મારા દરબારમાં એનું માંથું કાં

ખી નાખ. તે વખત મોતની દેહેશતે તે ધ્રુજવા લાગ્યો તી યારે ત્યાં અમીરે કહ્યું કે કેવો હીમકારો ને ના મરદછે કે તું એક મરવાથી આટલો બધો બીહીએછે. કવિએ જવાબ દીધો કે અમીર સાહેબ જો તમે એવા મરદછો તો મને ઊઠાડીને મારી જગા ઉપર તમે બેશો. પાદશાહ તેનો હાજર જવાબ સાંભળી ઘણો ખુશી થયો અને હશીને તેનો ગુનો માફ કર્યો. !

## કીસો ૧૫૭ મો.

એક સખસ હમેશાં છ રોટલી ખરીદ કરતો હતો. એક દીવસ તેના કોઈ દોસ્તે પુછ્યું કે રોજ તું છ રોટલીયો લેઈને શું કરેછે ! જવાબ દીધો કે એક રોટલી હું રાખુંછું બીજી નાખી દેઉછું. બે રોટલીઓ પાછી આપુંછુ. ને બે ઊછીની આપુછું. તેના દોસ્તે કહ્યું કે હું તારી વાતનો સાર સમજતો નથી તું સાફ બોલ. તેણે કહ્યું કે જે રોટલી રાખુંછું તે હું ખાઉંછું. જે એક નાંખી દઉંછું તે મારી સાસુને આપુછું. જે બે પાછી આપુંછું તે મારા મા બાપને ખવરાવુંછું. ને જે બે ઊછીની આપુંછું તે મારાં બાળકને ખવરાવુંછું !

## કીસો ૧૫૮ મો.

જ્યારે તયમુરલંગ પાદશાહ-હિંદુસ્થાન ઉપર ચઢાઈ કરી ફતેહ પાડ્યો, તીયારે ત્યાંના [illegible] [illegible] [illegible] ને

કહ્યું કે સાંભળવામાં આવ્યું છે કે આ દેશના ગવઇઆ ઘણા સારાછે. તે પ્રસંગમાં એક આંધળો ગવઇઓ ત્યાં આવીને ગાવા લાગ્યો. તેનું ગાન સાંભળી બાદશાહે ખુશીથી કાંઇ રકમ આપવી ધારી. વળતી બાદશાહે તેનું નામ પુછ્યું. તીયારે તેણે જવાબ દીધો કે મારૂં નામ દોલત. પછી બાદશાહે તેની મશકરી કરવા સારૂં કહ્યું કે શું દોલત પણ આંધળી છે ? તીયારે આંધળાએ જવાબ દીધો કે જો દોલત આંધળી ન હોત તો તે આંધળા પાંગળાને ઘેર શું કામ આવત. પાદશાહ તેનો આવો બોલ શાંભળી ઘણો ખુશી થયો ને તેને ભારે શીરપાવ આપ્યો

## કીસો ૧૫૯ મો.

કોઈ બે ગરીબ ભાઇઓ કમાવાને પરદેસ નીકળ્યા. રસ્તામાંથી એક મોહોર ભરેલી કોથળી જડી. તેમાં વળી બે લાલ હતા. નાહાના ભાઇએ કહ્યું કે મારી આસા આટલેથી પુરી પડી. માટે હવે હુતો પાછો ઘેર વળીશ. મોટા ભાઇએ કહ્યું કે હું દુનીઆની શેલ કરવાનો ઇરાદો રાખું છું, એવું કહી પેલી મોહોરોના બે હીસા પાડીને વેંહેચી લીધા. ને નાહાના ભાઇને સોંપીને કહ્યું કે મારી ઓરતને આપજે. જયારે તે નાહાનો ભાઇ ઘેર આવ્યો ત્યારે પોતાના ભાઇનો હીસ્સો તેની ઓરતને આપીઓ. પણ પેલું લાલ આપીયું નહી. જયારે પાંચ વરસ પછી પેલો મોટો ભાઇ

પરદેશથી ઘેર આવ્યો. તીયારે પોતાની સ્ત્રી પાશે તે લા
લ જોવામાં આવ્યું નહી. તેથી ભાઇને પુછીયું તો તેણે
જવાબ દીધો કે તે લાલ મેં તારી ઓરતને શોંપીયુંછે.
તેણીએ કહ્યું કે મને તો નથી આપીયું નાના ભાઇએ ક
હ્યું કે મારી ભાભી જુઠું બોલેછે. પછી તે મોટો ભાઇ પો
તાની ઓરતને ધમકાવા લાગ્યો. તીયારે તે ઓરત મારની
બીક નાશીને કાજી પાસે ગઇ, ને પોતાની બધી હકીકત કા
જીને કહી સંભળાવી. કાજીએ બેહુને તેડાવી મંગાવ્યાં, પછી
પ્રથમ તે નાહાના ભાઇને પુછીઉં કે જયારે તેં તારી ભાભી
ને લાલ સોંપીઉં તીયારે કોઇ પાશે હતું? જવાબ દીધો હા
સાહેબ બે માણસ હાજર હતા, કાજીએ કહ્યું કે
તેઓને બોલાવ તીયારે તે નાહાનો ભાઇ ઘેર જઇ થો
ડાં પઇશા આપવા કરી જુઠી શાહીદી પુરવા બે
માણશને લાવ્યો. ને તેઓએ પેલાના કહયા પરમાણે જુઠી
શાહેદી પુરી આવા પુરાવાથી કાજીએ મોટા ભાઇને હુકમ ફ
રમાંવ્યો કે જા તારી ઓરત પાસેથી તે લાલ લેજે. આવો
હુકમ સાંભળી પેલી ઓરત રડતી કુટતી બાહાદરશાહ પાશે
ગઇ. ને પોતાના ઉપર ગુજરેલો સઘળો જુલમ બોલીને ક
હ્યો. પાદશાહે કહ્યું કે કાજી પાશે શા વાસતે પરથમ ફરી
આદ ગઇ નહી? જવાબ દીધો કે સાહેબ હું પરથમ તો તી
યાંજ ગઇ હતી પણ કાજીએ બરાબર ઇનશાફ કર્યો નહી
• પછી બાહાદરશાહે તે બેહુ ભાઇઓને તથા પેલા બે શાહીદી

ઓને બોલાવીને જુદા જુદા ઊભા રાખ્યા. ને તે ચારેના હાથમાં મીણના કટકા આપીને કહ્યું કે જેવું લાલ હતું. તેવા આકારના આ મીણના કટકા બનાવી લાવો. તે બેહુ ભાઇયોતો લાલનો નકસો બરોબર કરી લાવ્યા ને પેલા બે ઉ સાહેદીઓ જે આકાર બનાવી લાવ્યા તે લાલના આકારથી છેક જુદો ઘાટ બન્યો. પછી બાહાદરશાહે પેલી ઓરતને કહ્યું કે તું પણ આ મીણ લેઇને લાલનો આકાર કરય. તેણીએ અરજ કરી કે પૃથવીનાથ આપની હુંડીએ કદી સ્વપનામાં પણ તે લાલ જોયું નથી વાસતે શીરીતે બનાવી શકું. આવી તજવીજ ઊપરથી પાદશાહે સાહીદીઓને સજા કરીને કહીયું કે જો ખરૂ બોલશો તો બચશો નહીં તો જીવથી મારી નાંખીશ. તીયારે લાચાર થઇને શાહીદીઓએ માન્યું કે સાહેબ અમે શીખવ્યા ઉપરથી જુઠી સાહીદી પુરવા આવ્યા છીએ એવું સાંભળી પાહાદશાહે પેલા નાહાના ભાઇને કોરડાનો માર મરાવીઓ તેથી તેણે કબુલ કર્યું કે મેં તે લાલ ચોરાવી રાખ્યુ છે! પછી પાહાદશાહ કાજી ઉપર ઘણો ઘુસ્સે થયો ને કહ્યું કે શા વાસતે બરાબર ઓકસાઇથી ઇનસાફ કર્યો નહી. વળતી તે લાલ પેલી ઓરતને શોંપાવ્યું.

## કીસો ૧૬૦ મો.

કોઇ જુવાન એક બુઢ્ઢા મરદને હજામ મોહોરો સાં

પીને પરદેશ ગયો, જ્યારે તે જઈને આવીઓ તીયારે પોતા
ની આપેલી મોહોરો પાછી માગી પણ પેલો બુઢો ના મુક
ર ગયો, ને કેહેવા લાગીઓ કે મને આપીજ નથી. આવો
ચોર દાનતનો જવાબ સાંભળી પેલો જુવાન માણુસ કાજી
કને ફરીઆદ ગયો. કાજીએ તે બુઢા માણસને બોલાવી
ને પુછીયું કે "આ જુવાને તને કાંઇ નાણું આપ્યાંછે? જવા
બમાં તેણે ના પાડી. પછી કાજીએ પેલા જુવાનને પુછીયું
કે તારા કોઇ સાહેદીછે? જવાબ દીધો કે ના સાહેબ. વળી
પેલો ઘરડો પોતાને નાંણું નથી પોહોચ્યાં તે વીશે સોગન
ખાવા ઊભો થયો, તે વેળા પેલો જુવાન મોટા પોકારથી
રડીને કેહેવા લાગો કે અરે ઓ કાજી સાહેબ એ બુઢાને
શોગન ખાવાને કશી દેહેસત લાગવાની નથી વળતી કાજી
એ લાંબો વિચાર કરીને પુછીયું કે જયારે તેં નાંણું એને
આપ્યાં તીયારે તમે કીહાં હતા? જુવાને જવાબ દીધો કે
સાહેબ એક ઝાડ નીચે મેં એને નાંણું ગણી આપીઆંછે
આવું સાંભળી કાજી બોલીયો કે ત્યારે શું કરવા એમ
કહેછે કે કોઇ સાહેદી નથી. જે ઝાડ નીચે નાંણું આપી
યાંછે તેજ ઝાડ તારી શાક્ષી પુરશે. તું જા જઈને એ ઝાડને
કહે કે તને કાજી બોલાવેછે. જુવાને કહ્યું કે ઓ સાહેબ એ
ઝાડ તે તારી કને શી રીતે આવશે? પછી કાજીએ પોતા
ની મોહોર તેના હાથમાં આપીને કહ્યું કે આ મોહોર તે
ઝાડને દખાડીને કહેજે કે કાજી તને બોલાવેછે. તેજ વખત

તે ઝાડ તારી સાથે આવશે. પછી તે જુવાન કાજીની મો હોર લેઇને ગયો- અને કાજીના કહ્યા પ્રરમાણે કર્યું તો પણ તે ઝાડ તો કાંઇ બોલ્યું એ નહી અને સાથે પણ આ વ્યું નહી તેથી બીચારો જુવાન દીલગીર થઇ કાજી પાસે પાછો આવીયો ને કહ્યું કે શાહેબ ઝાડ તો કાંઇ આવીજ નહી વળતી કાજીએ કહ્યું કે ઝાડ ન આવ્યું તો રહ્યું પ ણ તને આટલી બધી વાર કેમ લાગી? તેણે જવાબ દીધો કે સાહેબ તે ઝાડ તે કાંઇ આંહી પડ્યું છે ગાઉ બેને છે ટે છે આવું સાંભળી પેલો ઘરડો બોલી ઉઠીયો કે બે ગા ઉને છેટે સાનું છે. આસરે ગાઉ દોઢેકને છેટે છે. આ રીતે બેઉ જણાની બોલ ચાલ ઉપરથી કાજી ચેતી ગઓ અને કહેવા લાગીયો કે અરે બુઢા તે ઝાડ વાયુ રૂપે આવી મા રા કાનમાં સાહીદી પુરી ગયું કે આ જુવાને તેની છાયા ત ળે તને નાંણા ગણી આપીયાં છે" માટે તે પાછા આપ તીયારે બુઢો વીલે મોહોડે કહેવા લાગીઓ કે સાહેબ તમે ઝાડની સાહેદી બતાવોછે તે પક્ષપાતથી છે બાકી એ વાત ક દી શંભવે એવી નથી. તીયારે કાજીએ કહ્યું કે વાહ ઝાડની સાક્ષી તો જુઠી પણ હું તને પુછું છું કે જ્યારે તેં એ નાં નાંણાં એ ઝાડ નીચે લીધાં નથી તીયારે તને એ ઝાડનાં છેટાની શી ખબર આ સવાલનો જવાબ આપતાં તે ઘરડો બંઘાઇ ગયો તેથી કાજીએ બે આબરૂ કરી તેની પાશેથી પેલા જુવાનને નાણાં પાછા સોંપાવ્યાં.

## કીસ્સો ૧૬૧ મો.

કોઇ ઓરતે જતી હતી તેને જોઇ એક આદમી મોહ પામ્યો. ને તેની પાછળ લાગ્યો. તીયારે તે સ્ત્રીએ કહ્યું કે રે મરદ તુ મારી કેડે સું કરવા આવેછે? મરદે જવાબ દીધો કે હું તારી ઊપર આશક થયોછું આવો મતલબ શાંભળી પેલી ઓરતે જુગતીથી કહ્યું કે તું મને જોઇ આટલો બધો સું મોહી જાયછે. મારી બેહેન મારા કરતાં ઘણી ખુબસુરતછે ને તે પાછળ ચાલી આવેછે. આવું સાંભળી તે મરદ તીયાંથી પાછો ફરયો ને તીયાં એક બદશીકલ ઓરત આવતી નજરે પડી તેથી ના ખુશ થઇ પાછો પ્રથમની ઓરત પાશે આવી પોહોચ્યો ને કેહેવા લાગીયો કે શું કરવા તું જુઠું બોલી, પાછળ આવતી ઓરતતો ઘણી કદરૂપીછે. ત્યારે આ ચંચળ સ્ત્રીએ જવાબ દીધો કે તું પણ કાંઈ સાચો આસક હોય નહી જો તું સાચો આસક હોતતો કોઇ પણ રીતે મને મુકીને બીજી ઊપર જાત નહી. વાસ્તે જા જેવી હું જુઠી તેવો તું પણ જુઠોછે આવું જુગતી ભરેલું બોલવું સાંભળી તે બંધાઇ ગયો ને તીયાંથી પાછાં ફરવું પડયું!.

## કીસ્સો ૧૬૨ મો.

એક વખત કોઇ બાદશાહ એક કવિ ઊપર ઘણો ગુસ્સે થયો. ને શાહને હુકમ કર્યો કે મારી હજુરમાં

એને મારી નાંખો આવો હુકમ સાંભળી પેલો મારો તલ વાર લેવા ગયો તે પ્રસંગમાં પેલો કવી આગલ ઉભેલાં માણસોને ગંભીરાઇથી કેહેવા લાગીયો કે ભાઇઓ શું જોયાં કરોછો, જલદીથી મારા મોડા ઉપર લપડાકો મારો માર. નાર તલવાર લેઇને આવે તેટલામાં પૃથવીનાથને ખુસી કરો આવું સાંભળી પાહાદશાહ હશ્યો ને તેનો ગુનો માફ કર્યો,

## કીસો ૧૬૩ મો.

કોઇ પાહાદશાહને એવું સવપનું આવ્યું કે જાણે તેના શઘળા દાંત પડી ગયા. જાગ્યા પછી તેણે એક જોષીને બોલાવીને તે શ્વપનાનું કારણ પુછ્યું. જોષીએ જવાબ દીધો કે સાહેબ તારાં બાળ બચ્ચાં સગાવાલાં સહુ તારા પેહેલાં મરી જસે. એવું સાંભળી પાહાદસાહ ઘણો કોપીયો ને તે જોષીને કેદ કર્યો. પછી કોઇ બીજા જોષીને તેડાવીને શ્વપનાનો હેવાલ પુછીયો પછી તેણેતો એવો જવાબ દીધો કે જાપાનાથ તું ખુશી થા કેમકે તારાં છોકરાં છઇયાં અને કુટંબીઓનાં કરતાં તારી ઉમર ઘણી લાંબી છે. એવું સાંભળી પોતે પાદસાહ ઘણો ખુશી થયો ને તે જોષીને ઇનામ આપીને વીદાય કરીયો.

## કીસો. ૧૬૪ મો.

કોઇ પાહાદસાહ લડાઇમાં હાર પામીને નાસતો હતો. તેટલામાં દુસમનની ફોજમાંના એક સીપાઇએ તેને પકડીયો

પણ ઓળખીઓ નહી કે તે પાદશાહ છે. પછી તે સીપા
ઇ પોતાનો સામાન પાહાદસાહને માથે ઉંચકાવીને ઘર તર
ફ ચાલ્યો. રસતે જ્યાં મુકામ કરીયો તીયાં સામાન ઉતરા
વી પેલા સીપાઇએ પાહાદસાહને થોડાક ચોખા આપી ક
હીધું કે જા રાંધી ખા. તે વેળા પાદશાહ ઘણો ભુખ્યો હ
તો તેથી તે એક તોલડીમાં પેલા ચોખા નાંખીને ચુલે ચડા
વી ને પોતે આઘો જઇને બેઠા. એવામાં એક કુતરૂ આ
વ્યું તે ચોખા રાંધેલી તોલડી મોડામાં ભરાવીને નાસી
ગયું! તે જોઇ પાદશાહ ઘણો હસવા લાગ્યો. ત્યારે પેલો
સીપાઇ ગુસે થઇ કેહેવા લાગીઓ કે ઓ કમબખત કુતરૂં
તારૂ હાંલ્લું લેઇ ગયું તેથી તને દીલગીરીને બદલે હસવું
કેમ આવેછે? આ સવાલનો જવાબ પાદશાહે કશો આપ્યો
નેહી. જયારે ફરીને પેલા સીપાઇએ બાબખા મારી મારીને
પુછવા માંડ્યું તીયારે પાદશાહ કહેવા લાગીયો કે ભાઇ
મારી એક વેળા એવી હતી કે જ્યારે હું શીકાર જતો
તીયારે સેંકડો ઊંટ ભરીને મારા બબરચીખાનાનો સામા
ન સાથે ચાલતો હતો. ને આજ મારી એવી વેળા છે કે
એક મુઠી ભરીને ચોખા રાંધી ખાવાની દશા આવી તેમાં
અધુરામાં પુરૂ કુતરૂં ખાવા દેતું નથી તે જોઈ મને હસવું
આવે છે. "આવું સાંભળી સીપાઇએ ઓળખીયો કે તે
પાદશાહ છે પછી લાચારીથી માફ માગી પોતે સીપાઈ ચા
લતો થયો.

## કીસ્સો ૧૬૫ મો.

કોઇ પંખી એક ઝાડ ઉપર બેઠેલું હતું. તેને જોઇને એક પાદશાહે પોતાના અમીર ઊમરાવોને કહ્યું કે જુઓ, હું આ પંખીને એક તીરથી મારી નાંખુ છું. એવું કહીને તીર કમાન હાથમાં લીધાં. ને જેવો તીર ફેંકીયો તેવુંજ તે પંખી ઉડી ગયું ને પાદશાહ પોતાનું નીશાન ચુકીયો તેથી શરમાવા લાગીયો ત્યારે તેની સાથેના અમીરોમાંથી એક અમીરે પાદશાહને ખુશી કરવા સારૂં કહ્યું કે આહા જુઓ પાદશાહે પહેલું તો ધાર્યું હતું કે એ પંખીને મારૂં પણ પછી તે બ્યારા પ્રાણી ઉપર દયા ઉપજવાથી પોતાનો તીર જાણી જોઇને ચુકાવ્યો ને તે પંખીને માર્યું નહી.!

## કીસ્સો ૧૬૬ મો.

એક નફટ કોઇ અજાણી મીજલસમાં જઇને બેઠો. ત્યાંના માણસોએ તેને સીપાઇ પાશે ધક્કા મરાવી બાહાર કાઢયો તે વેળા તીયાંના કેટલાક માણસ તેને ઠપકાથી કહેવા લાગીયા કે જો પ્રથમથી સમજીને મીજલસમાં ન પેઠા હોત તો કેવું સારૂં. હવે તને ઊઠાડી મુકયો તીયારે તારી શી આબરૂ રહી, તીમ.રે તેણે લોકને જવાબ દીધો કે બેશી રહો ને. એવી શી તમારી મોટી મીજલસછે. આ કરતાં સરસ, મોટા વજીર પાદશાહોની હજારો મીજલસોમાંથી ધક્કા

અને થપડો ખાઇને હું બાહાર નીકળેલો છું તેવી બીજ઼ાંસો માંથી મને વાગતા ધક્કા તમે જોયા હોય તો અચરજ પામી જાઓ. !

## કીસો ૧૬૭ મો.

અકબર પાદશાહ અયાજ નામના ગુલામને દીલો જાનથી ચહાતો. એક દહાડો તેનું રૂપ જોઇને ઘણો ખુશી થયો. ને પુછવા લાગ્યો કે ઓ મારા પરમપ્રિય તું ખરૂં બોલ્ય કે દુનીઆમાં તારા દીલની અભીલાખા કાંઇ બાકી રહી છે? તેણે જવાબ દીધો કે કરપાનાથ તારી દોલતથી દુનીયામાં સઘળી સામગ્રી હાજરછે પણ હજી સુધી એક આરતો મારા મનમાં રહી ગયોછે જો આપણો હુકમ હો યતો અરજ કરૂં. પાદશાહે કહ્યું કે તારી અમરત જેવી વાંણી થી મારૂં દીલ મીઠુ કર. ને બોલ. તયારે અયાજે કહ્યું કે ખાવંદ હુ કદી નાશી ગયો નથી.એટલી ઉમેદ મારા દીલમાં રહી.ગઈછે. પાદશાહે કહ્યું કે જે ઊમેદ તું રાખેછે તે કરય આંવું સાંભળી પોતે અયાજ નાશીને કોઇ ભંડારીના ઘ રમાં આખો દહાડો સંતાઈ રહ્યો. પણ પોતે અકબર શાહ તેના વિજોગનું દુ:ખ ખમી શકયો નહીં તેથી તેને મ નાવી લાવવા પોતાના વજીર ઉમરાવોને મોકલ્યા તેઓ એ જઇને ઘણી રીતે ફુસલાવી કાલાંવાલાં કરયાં પણ તે ગુ લામ આવ્યો નહી ત્યારે પાદશાહ લાચાર થઇને કહેવા લા

ચીયા કે જે કોઇ મારા પ્યારા અયાજને લાવે તેને મોટું ઇનામ આપું. એવું સાંભળી એક બીજો ગુલામ તે અયાજ પાસે જઇને મુઝે મોંડે લાત મુકી મારી કહેવા લાગીયો કે ચાલ ઊતાવળો તને પાદશાહ બોલાવેછે. તીયારે અયાજ બોલ્યો કે ભાઇ હવે શું કરવા મારેછે હું કાંઈ તારી સાથે આવવા ના કહું છું? એવું કહીને મુઝે મોડે પાદસહ પાસે આવ્યો. પછી પાદશાહે તેના આવ્યાની ખુશ ખબરમાં પેલા ગુલામને શીરપાવ આપ્યો. !

## કીસો ૧૬૮ મો.

કોઇ સખસના પેટમાં દુખ્યું તેથી તે તડફડતો હતો તેટલામાં તેને કાંઇ યાદ આવ્યાથી ચારપેર પટેટા પાણીમાં બાફીને ખાવા લાગ્યો તીયારે તાંયાં જોવા ભરાયેલા લોકો તેને એવું ખાતો જોઇ કહેવા લાગ્યા કે ઓ મુરખ તું આ શું તારા મોતનું ઓખડ તારા હાથે કરેછે ! આ પટેટા પેટના દરદ ઉપર જેરના જેવાછે. તે દરદીએ જવાબ દીધો કે રે જાઓ જાઓ જ્યાં સુધી તમારા આગળ કહીશ નહી તીવાં સુધી તમે સમજવાના નહી. અયે કાલે મેં ઘણું ખાધું હતું. તે સઘળું મારી છાતી ઊપર એકઠું થયું છે. તે નીચે ઉતારવા સારૂં આ પટેટા ખાઉં છું કે તેના બોજાથી છાતીએ અટકેલો ખોરાક નીચે પેટમાં ઉતરે !

## કીસો ૧૬૯ મો.

કોઇ બેવકુફ આજારી એક વઇદ પાસે ગયો. ત્યારે વઇદે ધુપ દઇને પી જવા તેને સારૂ એક નાહાના કાગળ ના કટકા ઉપર મંત્ર લખવા માંડ્યો. તે જોઇને પેલો રોગી ઘણો કરકળીને બોલી ઉઠ્યો કે અલ્યા હે વઇદ તું ખુશા મતીઓ છે. તું મોઢું જોઇને વાત કરનાર છે. તું આ ઢોંગ ને ધુતારાપણું લેઇ બેઠો છે. કેમકે મને ગરીબ જોઇને લગાર જેટલા કાગળના કટકા ઉપર આંકડા પાડી આપેછે. આવું સાંભળી વઇદે જાણ્યું કે આ કોઇ મુરખનો સરદા ર છે. પછી તેની મુરખાઇ ઉપર હશીને એક મોટો કાગળ લેઇ તે ઉપર યંત્ર ચીતરી આપ્યો. તે લેઇને ઘેર જઇ પેલો બેવકુફ ઊકાળીને પી ગયો !

## કીસો ૧૭૦ મો.

કોઇ સખસ બપોરી વેળા એક વઇદને ત્યાં ગયો ને પોતાની તબીયતનો હેવાલ કહ્યો પછી વઇદે કહ્યું કે આજ તો હવે ઓશડ પીવાનો વખત વીતી ગયો. કાલ સહવારે એક સીસામાં તારો પીશાબ લેઇને આવજે કે તે જોયાથી તારો સઘળો રોગ મને માલમ પડસે. એવું સાંભળી તે રોગી ઘેર ગયો. અને તેજ રાતમાં તેની ઓરતની પણ ત બીયત બગડી તેથી તે મુરખે દીલમાં વીચાર કરીને કહ્યું કે

સાંભળે છે ? ફરીથી તારે સારૂ વઈદને તાંહાં કોણ જશે. પેલો મોટો સીસો લાવ. તેમાં હું એ પીશાબ કરૂછું અને તું પણ તેમાં પીશાબ કરય! પછી તે બેઉ જણાએ પેલા સીસામાં વારા ફરતી પીશાબ કરયો. ને સહવાર થાતાં હાથમાં તે સીસો લેઈને વઈદને ત્યાં જઈ તડકામાં પીશાબ દેખાડવાં લાગ્યો. ત્યારે પેલો વઈદ અચરતી સાથે વીચાર માં પડી તે દરદીને પુછવા લાગ્યો કે ભાઈ શું તને આટ લો બધો પીશાબ છુટેછે ? તેટલામાં પોતે બેલી ઊઠયો કે અરે ઓ વઈદરાજ મેહેરબાની કરો સારી પેઠે નીશા પેહોચાડી જોજો. કેમકે જે નીચે છે તે મારો પીસાબ છે અને ઊપર છે તે મારી ઓરતનો છે! ઓરતનો પીશાબ ભેગો લાવવાનું પણ કારણ એકે તેની પણ તબીયત બગ ડેલી છે. તેથી મેં ધારયું કે ફેરા ભેગો ફેરો અને વળી વારે વારે આપને કોણ તશ્દી આપે! આવું સાંભળીને પેલો વઈદ તેની બેવકુફી ઊપર ઘણો હસ્યો. અને ઘટતી દવા આપીને તેને વીદાય કરયો!

## કીસો ૧૭૧ મો.

એક છોકરો નાહાનપણમાં નાહાની નાહાની ચોરીઓ કરતો. તેની મા પણ તેવું કરવાથી ખુશી રેહેતી. ને મ ફતના નાંણાં અને ઘરાણાં ઘરમાં આવવાથી તેણીએ છોક રાને કોઈ દીવસ વાર્યો નહી. એમ કરતાં તે મોટી મોટી

ચોરીઓ કરવા શીખ્યો. એક વાર તે ચોરીમાં પકડાયો તેથી પાહાદશાહે તેને ફાંસી દેવાનો હુકમ કરીયો. તીયારે તે છોકરો કેહેવા લાગ્યો કે હે પૃથવીનાથ તું મને ફાંસીએ ચઢાવે તો ભલે પણ મારા દીલની એક ઊમેદ રહી જાય છે તે પાર પાડે તો સારૂ પાહાદસાહે પુછીયુ કે જે ઉમેદ હોય તે કહી નાખ, તીયારે તે બોલ્યો કે મારી મા સાથે છાની એક વાત કરવાની છે. પછી પાહાદશાહે તેની માને તેડાવા એટલે છોકરાએ પાશે બોલાવીને કહ્યું કે અરે ઓ મારી વાહાલી મા હવે હુ આ દુનીઆમાંથી જાઉંછું. પણ તારા હેતનો સ્વાદ ચાખવા મારૂ દિલ આતુર છે માટે જો એક વખત તારી અમૃત સરખી જીભ મારા મોડામાં ઘાલે તો તેની મીઠાસથી તારા મેળાપનો સંતોષ પામું. એવું સાંભળી તેની માએ પોતાની જીભ બાહાર કાડી છોકરાના મુખમાં ઘાલી તેવીજ તે છોકરે જોરથી કરડીને બે કટકા કર્યા. આવું જોઇ પાહાદસાહ અચરજ થઇ કારણ પુછવા લાગ્યો તીયારે છોકરે કહ્યું કે હે અન્નદાતા આજ જે આ હું ફાંસીએ જાઉંછું તે એની જીભને લીધેજ. જયારે બાળપણમાં હું કાંઇ વસતુ ચોરી લાવતો ત્યારે તે વખાણ કરતી પણ એવું ખોટું કામ કરવાને કોઈ દીવસ પોતાની જીભે સીખામણ દેતી નહી. જો એમ કર્યું હોતતો હું આજ આ દશાને પામત નહી! પાદશાહે આવી વાત સાંભળીને તેનો અપરાધ માફ કરયો

ને કહ્યું કે ફરીથી આવી ચોરી કરતો નહી!

## કીસો ૧૭૨ મો.

કોઇ અકલવાંને પાદશાહને કહ્યું કે ઇલમની દોલત એવી છે કે તેથી પાદશાહી મળેછે. ને વગર ઇલમનો પાદસાહ ફકીર થાયછે. આવુ સાંભળી પાહાદસાહે તે કેહેવતની અજમાયશ કરવા સારૂ પોતાના એક સાહાજાદાને કોઇ સારા હુનરી માણુસના હાથમાં શોપ્યો અને જણાવ્યું કે માત્ર તેને નાના પ્રકારની હુનર કળા સીખવવી. બીજા શાહાજાદાને હમેશાં એસ આરામમાં અને ખાનપાનમાં ખુશ રાખતો. તેને જે જે ઇચ્છા થાય તે તે પોતે પુરી પાડતો પેલો છોકરો દીનપર દીન પોતાનો ઇલમ વધારતો ગયો. ને ઇલમના પ્રતાપે ઘણો નેક અને ખુબી વંતો થયો. પોતાના ઇલમ તથા હુનરનો વાવટો દાનાઇના મેદાનમાં ઉડાડીયો. ને બીજો કુવર તો રાજય વઇભવના છકમાં ઘણો અભિમાની અને ખરાબ શવભાવનો થયો. તે કોઈ ડાહ્યા અને વીવેકીની સીખાગણુંતે ખાતરમાં ગણાતો નહી. જયારે ઊમરે પોહોચ્યા તીયારે બંને છોકરા જુદે જુદે મુલક ફરવા નીકળ્યા. પેલા ઇલમી છોકરે પોતાની સાથે પુસતકો સીવાય બીજુ કાંઇ રાખ્યું નહી. ને બીજા છોકરાએતો પોતાની સાથે ઘણીએક દોલત તથા બીજો સરસામન રાખ્યો. આ રાજય વઇભવી છોકરાએતો પરદેશમાં જઇ તીયાં.

જુગારી તથા ઠગારા લોકોની દોસતી કરીને ટુંકી મુદતમાં પોતાની માલ મીલકત તથા બીજો તમામ સ.માન ઉડા વી દીધો. અને અંતે કરજદાર થઈને લેહેણદારના હાથે કે દખાનામાં ગયો. પેલો ઇલમ સોખેલો છોકરો કોઇ સેહેર ના રાજાની કચેરીમાં ગયો. રાજાએ તેને કળા કુશળ અને શુભ લક્ષણ વાળો જોયો: તેથી પોતાની પાસે બેસાડીયો. અને દિન-પર દિન તેની હોંસીઆરીનો ચઢતી કળા જો.વામાં આવવાથી રાજાએ એક મોટો મહેલ બંધાવી આપ્યો. છેલી વારે તે રાજા તેના સ્વરૂપ અને સદા ચરણ ઊપર મોહ પામી પોતાની કુંવરી સાથે પરણાવ્યો. ને મોટા મરતબા સાથે વજીર ઉમરાવો સહીત ફોજ સોંપી ને તેના શહેર તર ફ વાજતે ગાજતે વિદાય કર્યો. તેનો પિતા સામેથી ફોજ આવતી જોઈ ગભરાયો ને જાણ્યું કે કોઇ દુશમનની ફોજ આપણા ઉપર ચઢી આવેછે. તેની ખબર કાઢતાં કોઇ ઇલ મીએ આવી આશીરવાદ આપ્યો કે પાદશાહ સલામત તું કાંઈ ચિંતા કરતો મા.એતો તારો પુત્ર આવેછે.એવું સાંભળી પોતે ઘણો ખુશી થયો. ને પોતાના અમીર ઉમરાવોને ધામ ધુમથી સામે લેવા મોકલ્યા. અને મોટા સનમાનથી તે પુત્રને પોતાના પિતાના મહેલમાં લાવ્યા. પછી પાદશાહે તેને ખુશી ની સાથે પોતાના ખોળામાં બેસાડીયો. અને હમેશાં તેને પોતાની પાસે રાખી આનંદમાં દિન ગુજારવા લાગીયો. તેની હુંશીઆરી તથા સહુકાઇ માલમ પડવાથી પોતાની રાજ્ય

ગાદી તેને સોંપી- પેલો મોજશોખવાળો છોકરો તો હજી સુધી બંધી ખાનેજ પડેલો હતો. પોતાનો ભાઇ આવી દશામાં આવેલો ખબર પડતાં તેનું દેવું પતાવી બંધી ખાનેથી છોડાવી પોતાના શહેરમાં તેડી મગાવ્યો. આ બનાવ ઉપરથી. બાદશાહે નિશ્ચય કર્યો કે લક્ષ્મી માણસને ખરાબ કરેછે અને વિદીઆ હુનર રાજ્ય લક્ષ્મીની વૃદ્ધિ કરેછે એમાં કાંઇજ શક નથી. !

## કીસો ૧૭૩ મો.

કોઇ મેહેતાજી હમેશાં જયારે નિશાળ છોડતો ત્યારે એક છોકરાને ઘેર જતી વેળા કહેતો કે "તારી માને મારીસલામ કહેજે." તે છોકરો તેજ રીતે પોતાના બાપના દેખતાં કહેતો હતો. એક દહાડો તે સ્ત્રીએ પોતાના ધણીને કહ્યું કે મેહેતાજીને મારી સાથે કશી ઓળખાણ નથી તે છતાં નીત્ય મને સલામ કાહાવેછે. આ ઉપરથી તેની બદદાનત હોય એવું લાગેછે. વાસ્તે તેને કોઈ રીતે ચાનક આપવી ઘટેછે. એવું ધારીને કહ્યું કે આજ રાતના હું એ મેહેતાજીને બોલાવુંછું તે ઘરમાં આવે તેવાજ તમે બાહારથી તેની પાછળ આવો ને જેવો વખત જુઓ તેવું કરજો. તેના ધણીએ તે વાત કબુલ કરી. પછી તે સ્ત્રીએ પોતાના છોકરા સાથે કાહાવ્યું કે આજ તારા મેહેતાજીને મારી સલામ બોલજે. અને કહેજે કે તમોને રાતના બોલાવ્યાછે, જયારે છોકરાએ

નિશાળે જઇ મેહેતાજીને આ પ્રમાણે કહ્યું તીયારે તે મેહે તાજી તો રાજી રાજી થયા. ને તાલાવેલી લાગી કે કયારે રાત પડે. પછી રાત પડી તીયારે મેહેતાજી તે ઓરતને ઘેર ગયો. તેને માન સાથે પાન સોપારી આપીને બેસાડયો. તે મોડું મલકાવી પાન સોપારી ખાયછે અને હાસ્ય વિનો દની વાત કરવા માંડેછે એટલામાં ઓરતના મરદે આવી બારણાં ઠેલ્યાં તીયારે તે મેહેતાજી ઘણો ગભરાયો ને ના સવ.નો ઉપાય પુછયો. તીયારે સ્ત્રીએ કહ્યું કે નાશી જવાને તો હાલ બીજો રસ્તો નથી આ મારી લુંડીનો ફાટો સા ડલો પડયોછે તે પહેરીને આ ઘંટી ઉપર દળવા બેસો. જયારે છોકરાનો બાપ ઊંઘી જાય તીયારે તમે જતા રહેજો. પછી તે પ્રમાણે લુંડીનો વેસ ધરી મેહેતાજી ચણા દળવાને બેઠા. જયારે તે સ્ત્રીનો ખાવંદ ઘરમાં આવ્યો ને મેહેતાજીને દળતો જોઈ ઓરતને પુછવા લાગીયો કે શું આ રાંડ હજી ઘોડાના ચણા દળી રહી નથી? જવાબ દીધો કે જરા કામમાં રોકાઇ હતી તેથી હવણાં બધા દળી નાખશે- તીયારે ઘરધણી ધુસે થઇ કોરડો હાથમાં લીધો ને કહ્યું કે "રાંડ આખો દહાડો રઝળતી ફરેછે ને રાત પડેછે તીયારે દળવા બેસેછે. ખબરદાર હવે પુરું દળ્યા વગર ઉઠી તો" એવું કહી વીશ પચીસ કોરડા લગાવી દીધા આ રીતે બિચારો મેહેતાજી ઉપરથી કોરડાનો માર ખાતો જાય નેં મુંગે મોડે દળતો જાય આવી હાલતમાં આખી રાત ગુજારી જયારે

પાછલી રાત રહી તીયારે મેહેતાજીને પેલી સ્ત્રીએ કહ્યું કે હવે તમે જાઓ એતો ઉંધા. એટલું સાંભળતાંજ તે મેહેતાજી જીવ લેઇને નાઠો. ને ફરીથી સલામ કહેવરાવવી ભુલી ગયો.!

## કીસો ૧૭૪ મો.

કોઇ મેહેતાજી નિશાળ ભણાવતો હતો. પણ કોઈ દહાડો છોકરાઓને છુટી આપતો નહી. તે ઊપરથી છોકરા ઘણા અકળાયા અને બધાએ મળી એવો સંપ કર્યો કે ગમે તે રીતે આજ રજા લેવી. એવો નીરધાર કરી તેઓમાંથી પ્રથમ એક છોકરે આવીને મેહેતાજીને કહ્યું કે "સાહેબ આજ કાંઇ આપ ઉદાસ દેખાઓછે તે શું છે? મેહેતાજીએ જવાબ દીધો કે " કાંઇ નહી " વળી થોડીવાર રહીને એક બીજે છોકરે આવી કહ્યું કે આજ આપની તબીયત કેમ છે ? જાણે તમારો ચેહેરો ઊતરી ગયેલો જણાયછે. મેહેતાજીએ કહ્યું કે કાંઇ નથી, મારી તબીયતતો સારી પેઠછે. વળી થોડીવાર રહીને ત્રીજે છોકરે આવી કહ્યું કે ઓ મેહેતાજી સાહેબ આજ શું છે કે આપનું મોડું ઉતરી ગયુંછે. કેમ સારાતો છો ? બે ત્રણનું બોલવું મળતું આવવાથી મેહેતાજી મનમાં ગભરાયો એટલામાં ચોથે છોકરે આવી દેહેશતથી પુછયું કે સાહેબ શું છે આજ કાંઇ બે કરાર જેવા દીસોછો! જો તેવુ હોય તો હજારો કામ પડતાં મુકી કાંઇ ઓખડ કરો. કેમકે તમારો ચેરો રોજના

કરતાં ઘણોજ ફીકો માલમ પડેછે. આવું સાંભળીને તો વ
ળી મેહેતાજી ઘણો ગભરાયો ને છોકરાઓને છુટી આપીને
તાબડતોબ વહાદને ઘેર ગયો !

## કીસો ૧૭૫ મો.

કોઇ ગ્રહસ્થની સ્ત્રીને ગામના કોટવાળ સાથે દોસ્તી
હતી તેથી પોતે કોટવાળ પેલી સ્ત્રીના ધણીનો વખત ચુકા
વી હમેશાં તેના ઘરમાં આવતો, કેટલાક દહાડા પછી તે
કોટવાળના છોકરા સાથે પણ પેલી સ્ત્રીની દોસતી લાગી.
અને હમેશાં બાપ દીકરો એક બીજાથી છાના ઘરમાં આ
વતા એક દીવસ તે છોકરો આગળથી આવ્યો ને વાતચી
ત કરવાં લાગ્યો એટલામાં કોટવાળે આવી બારણું ઠોક્યું
તીયારે તે સ્ત્રીએ પેલા છોકરાને એક ઓરડામાં સંતાડ્યો.
ને પછી કોટવાળને ઘરમાં લીધો. થોડીવાર પછી તે સ્ત્રીના
ધણીએ બાહારથી આવી બારણું ઠોક્યું તેથી ત્યાં કોટવાળ તો
ગભરાયો, પછી પેલી સ્ત્રીએ જુગતી બતાવી કે અરેતું બી
હીશ નહી. હું કહું તેમ કરજ." એક હાથમાં મોટી ડાંગ
લેઇને મોંડેથી બોલતો જા એ કમબખત જો મારા હાથમાં
આવેતો મથુ ભાગી નાખું " એ રીતે ધંમપછાડા કર
તો અને ગાળો ભાંડતો હું બાગનું ઉઘાડું કે તું બાહાર
નીકળ. ને તને પુછેતો તેનો કાંઇ જવાબ દેતો નહી. અને
એમને એમ બડબડતો ચાલ્યો જજે. પછી કોટવાળે તે રી

ત કર્યુ. આવો બનાવ જોઇ પેલો ધરધણી ગભરાયો. અને પોતાની સ્ત્રીને પુછયું કે આ શું છે કે કોટવાળ ધુસે થઈ ગાળો દેતો આપણા ઘરમાંથી નીકળ્યો. સ્ત્રીએ જવાબ દીધો કે તેના છોકરે કાંઇ તોફાન કર્યું હશે તે નાશી આવી આપણા ઘરમા ભરાયોછે.એ વાત કોઇએ તેને કહી હશે તેથી ખોળવા આવ્યો હતો પણ મેં તે છોકરાને આપણા ઓરડામાં સંતાડયોછે તે તેના બાપના જોવામાં આવ્યો નહી તેથી કરકળતો બળબળતો પાછો ગયો. વાસતે હવે તમે સમજાવીને તે છોકરાને આપણા ઘરમાંથી કાઢો કે તે તેને ગમે તાંહાં જાય. પછી સ્ત્રીના કહેવા પ્રમાણે વાત સાચી માની ધરધણીએ તે છોકરાને સમજાવીને વિદાય કર્યો.

## કીસો. ૧૭૬ મો.

એક સખસ ઘણો ખુબ સુરત હતો. પણ તે પ્રારબ્ધના યોગે કરી બેરોજગાર હતો. કોઇ તેનો એક મુનશી દોસ્ત કે જે ઘણો નટખટ અને સંસારી હાલતમાં સુખી હતો તેના આગળ રડીને પેલો સખસ કહેવા લાગીયો કે યાર કાંઈ યુકિત બતાવ કે જે કરવાથી મારૂં ગુજરાન ચાલે. તીયારે મુનશી હશીને કહેવા લાગીયો કે કોઈની ખુબ સુરત અને મહાચંચળ સ્ત્રીને જોઇને આંખનો ઈસારો કરજ કે તને તે પસંદ કરશે ને તીયાંથી તારો રોજગાર ચાલશે કેમકે તું

ધણો રૂપાળો અને ફાંકડી સુરતનો છે માટે તારૂં ગુજરાન ચાલવાને ઊપર મેં જે રીત બતાવી તેજછે. તે બિચારા એ ભોળ પણુથી ખરૂં માનીને અજાણથી તેજ મુનસીની દેખાવડી સ્ત્રીને જોઇને પોતાની આંખનો ઇસારો કર્યો તેથી તે સ્ત્રી તેના પર મોહ પામી અને તેને ઘરમાં બોલાવીને તેની આગળ નાના પ્રકારના પદાર્થ ખાવા મુકયા. અને તે સાથે મન મેળવીને જતી વેળા તેણીએ પેલા પુરૂષના હાથમાં બે મોહોરો આપીને કહ્યું કે કાલે દશ વાગતે આવજો. તે સખસ દીલમાં ઘણો ખુશી થઓ. અને જઇને પેલો મુનશી જયાં દરબારમાં ગયો હતો. તીયાં જઇ તેને પોતાનો ખરો હેવાત જાણી ઘરબારની નીશાંની સુધાં વાંત કહી સંભળાવી. અને બોલ્યો કે ભાઇ આખી જીંદગી લગી હુ તારા કરેલા ગુણનો બદલો વાળી સકવાનો નથી. કારણ કે મારી પડતી દીશામાં તારી સીખામણ મને બહુ કામની થઇ પડી ને કાલે દસ વાગતે ફરીથી જઇસ.તે મુનસી પોતાના ઘરની નિશાંની મળતી આવી જોઇ મનમાં જરા સંકોચાયો. અને પોતે પણ બીજે દહાડે દશ વાગતે ઘેર ખબર કાઢવા જવાનો ઇરાદો રાખીઓ પછી બીજો દહાડો થયો એટલે ઠરાવેલા વખતે પેલો ખુબ શુરત જુવાન તે સ્ત્રીને ત્યાં અઓ. તેટલામાં તે સ્ત્રીએ પોતાના ધણીને (મુનસીને) આવતો જોયો તેથી પેલા યારને તાબડતોબ ખુરસીની હેઠળ બેસારીને પોતે ખુરસી પર બેસી ઘાઘરાના ઘેરથી

તેને સંતાડીયો. પેલો મુનશી વગર બોલે આવી પેલાને બ ધા ઘરમા ખોળીને પોતે જતો રહ્યો. તેના ગયા પછી તે સ્ત્રીએ પેલાને ખુરસી તળેથો કાઢી તે સાથે રંગભોગ ક રી વીદાય કરતી વેળા બે મોહોરો આપીને કહ્યું કે કાલ બાર વાગતા ખચીત ત્યાં આવજો. ફરીથી પેલો શખ્શ જઇ ને મુનસીને કેહેવા લાગીઓ કે યાર તે સ્ત્રી ઘણી અકલવા ળીછે કે જયારે હુ ગઓ એટલામાં તેનો પતી બાહારથી આ વ્યો તીયારેમને ખુરશી હેઠળ બેસાડીને ઘાઘરાના ઘેરથી ઢાં કી દીધો ઘર ધણીના ગયા પછી મારી સાથે મોજ માણીને મ ને બે મોહોરો આપી આવતે કાલ બાર વાગે આ નો વાએદો કરીયો. તીજે દહાડે ઠરાવ પરમાણે ને શખ્સ તી યાં ગઓ. તેવી તકમાં મુનસીને ઘેર આવતો જોઇ સ્ત્રીયે પોતાના આશકને ગોદડાંની અંદર લપેટી લીધો, ને તે વાળેલા ગોદડાને ઓશીકાની પેઠે ઢાલીઆપર રેહેવા દીધું. તે મુનશીએ આવી અચરજ ભરેલી નજરે ચો તરફ જોઇ પેલી જે ખુરશી ઉપર બેઠેલી હતી તેનો ઘાઘરો ઉચકી જોયુ પણ તીયાં કોઇ હતુ નહી તેથી લાચાર થઇ પાછો ગયો. ને પેલો યાર રોજની પેઠે ગમત કરી બે મોહોરો લેઇને વળી મુનશી પાશે ગઓ. ને કહ્યું કે રે ભાઈ આજતો મને ગોદડામાં લપેટી રાખ્યો હતો ને તારી શીખામણે હવે મા રી પાસે ઘણી મોહોરો ભેગી થશે. ને કાલે તો તરણ વા ગતે બોલાવોછે. એવું સાંભળી તે મુનશીનુ લોહી ઉકળી.

આવ્યું ને આંખમાં રોશ ભરાયો પણ લાચાર કાંઇ બોલી સકીઓ નહી. વળી ઓથે દહાડે પેલો સખરા ઠરાવેલા વખતે ગઓ. તેટલામાં સ્ત્રીએ પોતાના (મુનશી) પતીને આવતાં જોયો. ત્યારે જલદીથી પેલા જુવાનને ઘરમાના કુવાની માંહી ગોખલામાં પગ મુકાવી ઊભો રાખીઓ ને કુવા ઊપરનું ઢાંકણું બંધ કરી દીધું પોતે મુનશી ઘાભરો ઘાભરો ઘરમાં આવીને સારી પેઠે નજર ફેરવી ચો તરફાં જોવા લાગીઓ તીયારે તેની ઓરત બોલી કે પ્યારા પતી આજ આવડા ઘાભરા કેમ પડ્યા છે.? તીયારે મુનશીએ કહ્યું કે રાંડ બોલ તારા યારને કીયાં સંતાડ્યોછે! ત્યારે તેણીએ મુનસીના સાંગી કુંચી ફેંકીને કહ્યું કે પેલી પેટીની અંદરછે. તેણે પેટી ઉઘાડી જોઇ તો માંહી કાઇએ દીઠું નહી તેથી લાચાર થયો ને બધે ખુણે ખોચરે નજર કરીને જતો રહ્યો પછી પેલી ઓરતે પુરૂષને કુવામાંથી કાઢી તેની સાથે સારી પેઠે ગમત કરી ને બે મોહોરો આપીને વીદા કરીયો. વળી તે બિચારાંએ આવીને મુનસીને કહ્યું કે આજતો તેનો ધણી આવી પહોચ્યો. તે વેળા મને કુવામાં અંતરાળ ઊભો રાખી ઊપર ઢાંકણું દીધું હતું. ને વળી મને આવતે કાલ ચાર વાગતે બોલાવ્યોછે. પછી તે સખરા ચાર વાગતે ગયો એટલામાંજ પેલો મુનસી પણ એકાએક ચાલીને આવતો હતો. તે જોઇને પેલા યારને પેટીમાં ઘાલ્યો. પછી ઘરમા આવી મુનશીએ ધંપછાડા કરયા ને કહ્યું કે

બોલ તારો યાર કીયાંછે? ઓરત ધર્મે રહીને બોલી કે આજ ચાર પાંચ દહાડાથી તમારી કાંઇ ડાગળી ખશી હોઅ એવું જણાયછે. યાર શો ને વાત શી એ શું બકોછો; લો આ કુંચી પેટીની અંદર યાર છે તે ઉઘાડીને જુઓ. તીયારે મુનશી ચીડાઇને બોલ્યો કે રાંડ જ્યાં તું યારને શંતાડેછે તે જગા મને કાંઇ કેહેવાની છે? તું ઘરમાંથી નીકળ હું આખું ઘર બાળી નાખું છું પછી જે જગામાં તેને સંતાડેલો હશે તે જગામાં તે બળી મરશે. ત્યારે તે સ્ત્રીએ કહ્યું કે તમે તમારૂ ઘર બાળશો તેટલા સારૂ કાંઇ મારો સામાન પણ બળવા દેઇશ કે? એવું કહી હેલકરીને બોલાવી પેલી પેટી તથા બીજો શામાન ઉચકાવીને જોડેના ઘરમાં લેઇ ગઇ તીયાં પેલી ઓરતે પેલા જુવાનને બાહાર કાઢીને પુછીયું કે તું ખરૂ બોલ આ આપણો હેવાલ બાહાર જઇને કોઇને કહેછે? તેણે જવાબ દીધો કે એક મારા મુનશી દોસતના સિવાય બીજા કોઇને પણ આ વાત હું કેહેતો નથી. એવું સાંભળી તે સ્ત્રી બોલી કે હાય કમબખ્ત તે તો મારો ખાવંદ છે. હવે તું ફકત આજનો હેવાલ જઇને કહેજે પણ હવે પછીનો હેવાલ તેને કહેતો નહી. પછી પેલા જુવાને જઈને બધી બીના કહી કે હું પેટીમાં હતો ને તે પેટી મજુર બાહાર ઊચકી લેઇ ગઓ. આ પરમાણે બધુ કહ્યુ તે સાંભળી મુનશી પોતે લાચાર થઇને સ્ત્રીની ચાલ ઉપર પશતાવા લાગીઓ. ને ફરીથી તેના દોસતે તેને કશી એ વિશેની હકીકત કહી નહી!

# કીસો ૧૭૭ મો.

કોઈ પાહાદશાહને તીવાં વીવા હતો તેથી રોજ ના ચરંગ ચાલતો. એક દીવસ તે મીજલસમાં પાહાદસાહ અમીર ઉમરાવો અને પાહાદશાહનો કુવર વગેરે, બેઠલા છે. તેમજ વજીરની દીકરી પણ પડદે નાચ જોવાને બેઠેલી છે. આખી રાત નાંચરંગની ધુન્ય મચી રહી તે વખતે પાહાદશાહનો કુંવર ઘણો ખુસીમાં ભરાઇને દિલમાં વીચારે છે કે મારો વખત એશઆરામમાં ગુજરેછે ખરો પરંતુ એક મને મોટી અડચણછે કે સરવે રીતે હું સત્તા ચલાવવાને લાયક છું. ને હવે મારો પીતા પણ ઘરડો થયો તો પણ મને તે રાજ સત્તા સોંપતો નથી. વાસ્તે બેહેતરછે કે એ મારા પીતાને મારી નાખું ને હું પોતે બાહાદશાહ બનું. એક તરફથી વજીરની દીકરી વીચારેછે કે મારો વખત શો મોજસોખમાં ગુજરેછે પણ હું ઘણી દીલગીર છું કે આ વડી મોટી થઇ તોપણ મારો બાપ હજી વર ખોળતો નથી. મારી જુવાની પુરી થવા આવી અને આવી વેળાના દીવસ સ્વામી વગર ગુજરેછે. તે કરતાં બેહેતર છે કે પ્રભુ પ્રસન્નતાને સારૂ વઇરાગ પામી જંગલમાં ફરતી ફરૂ તો ઠીક કે પછી આવા ગાનતાનના સ્વર સાંભળીને હઇકું બાળવું ન પડે. આ રીતે રાજકુવરે અને વજીરની કુંવરીએ પોત પોતાના દીલમાં નીશ્ચય કર્યા, આ પ્રસંગમાં ત્યાં

જે રામજણી ગાતી હતી. તે આખી રાત ઘણો નાચ કરવા થી થાકી અને તેની મેહેનત પ્રમાણે તેને કાંઇ મલ્યું નહી. તેથી નીરાશ થઇને નાચના પથાણામાં તેનો ઉપડતો પગ ધીમો પડવા માંડીયો તીયારે તેની પાછળ બેઠેલો ગવઇઓ સારંગીના સુરમાં સમજાવા લાગીઓ કે "રાત ઘણીતો ગઇ અને થોડી રહી હવે તુ ધીરી પડીશ તો તારી બધી મેહેનત ફોકટ જશે. વાશતે ધીરજ રાખ, આપણું ઇનામ કાંઇ જનાર નથી સખુરીનું ભાડું ઇશ્વર આપશે." આવું સાંભળી પેલી રામજણી જોશમાં આવી અને ઉલટ ભેર નાચવા મંડી. એક તરફથી પેલા પાહાદશાહનો કુંવર શારંગીમાં ગવાતો ધીરજની શિખામણનો સબ્દ સમજી ઘણો ખુશી થઓ ને વિચારયું કે "એ બરાબર કહેછે, કેમકે હવે મારો પીતા આખર અવશ્થામાં આવેલોછે વાસ્તે થોડા દહાડા ધીરજ ધરવી બેહેતરછે. આવી શીખામણ મળવાની ખુશીમાં પોતાનાં હાથે એક અમુલ્ય વિંટી હતી તે પેલી રામજણીને આપી. બીજી તરફ પેલી વજીરની દીકરી કે જે વઇરાગ લેવા ધારતી હતી તે પણ સારંગીનો સબ્દ સમજીને વીચારવા લાગી કે એ કહેછે તે ખરૂછે. કેમકે હવે ઘણા ગયા અને થોડા (દહાડા) રહ્યા હવે જરૂર મને મારો બાપ કોઇ સારે ઠેકાણે પરણાવ્યા વગર રેહેશે નહી. વાસ્તે સખુરી રાખવી ઠીકછે. આવા વિચારની ખુસીમાં પોતાના ગળામાં જે મોતીનો હાર હતો. તે કાઢીને પેલી રામ

જાણીને આપ્યો. એક બાજુએ ત્યાં કોઇ જમાદારનો છો
કરો બેઠલો હતો તે આ રીતે રામજાણીને આપતાં જોઇ ઘ
ણો ઘુસ્શે થયો. ને ઊઠીને પોતાના બાપને એક લપડાક મારી
કેહેવા લાગ્યો કે તું કાંઇ શમજ્યો? ત્યારે તે જમાદારે તે છોકરા
ને જલદીથી પોતાની ખાંધ ઊપર બેસાડીને મીજલસ વચ્ચે નાચવા
લાગ્યો ત્યારે તે મીજલસમાના લોકે પુછ્યું કે તને તારા છોક
રે લપડાક મારી અને તેથી તું તેને ખાંધે ચઢાવીને નાચે
છે તેનું કારણ શું ? જમાદારે જવાબ દીધો કે સાહેબો મ
ને એક મોટી ખુશી પેદા થઇ તે એ રીતે કે મુળમાં મારી
કસુરછે કે મેં મારા છોકરાને હુનરકળા કાંઇ શિખવ્યાં નહી
તેથી તે મુરખ રહી ગયો. આતો ઠીકછે કે એક લપડાક મારી
પણ એજ વખત કદિ મારૂં માથું કાપી નાંખત તોપણ તેનો
કાંઇ વાંક ગણાત નહી. !

## ફસો ૧૭૮ મો.

કોઇ ધુતારો બાજીગર એક સોદાગરને કહેવા લાગ્યો
કે સાહેબ હું રૂપાનું સોનું કરી શકુંછું. જો તારી મરજી
હોયતો અજમાયશ કરી લે. તે સોદાગરે પછી એક રૂપા
નો કટકો આપી કહ્યું કે આનું સોનું બનાવ. તીયારે બા
જીગરે કહ્યું કે એ એમ નહી બને. જ્યાં એકાંત જગા હો
મ ત્યાં બેશી મંત્રક્રીયા કરવી પડેછે. તીયારે પેલા સોદા
ગરે એક પાસેની એકાંત જગા બેસવા આપી. ત્યાં તે ગ

યો ને થોડીવાર પછી બાહાર આવીને પેલો રૂપાનો કટકો ઉ
ડાવી પોતાની પાસેનો સોનાનો કટકો દેખાડયો તેથી તે
સોદાગર અચરજ પામ્યો. ને તે ખરો કીમીયાગરછે એવું સ
મજયો? તેને પોતાના ઘરમાં લેઈ જઇને મોટા માનથી કાં
લાવાલા કરી કહેવા લાગ્યો કે હે જોગેશ મારા ઉપર દયા
કરો ને મારી પાસે જે રૂપાના દાગીના અને રોકડાં નાંણાં
છે તે સોનાનાં કરી આપો તીયારે તે ઠગારાએ કહ્યું કે મને
એક વસતી વગરની ઇલાયદી જગા આપ. ત્યાં હું મારાં
ધુપધ્યાન ચાલતાં કરૂં. સોદાગરે કહ્યું કે વારૂ માહારાજ હું
આપના હુકમને તાબે છું " એવું કહીને વસ્તીથી વેગ
ળું એક ઠેકાણું હતું ત્યાં તેડી જઇ પોતાની બધી માલ
મતા તેના આગળ મુકી. પછી તે ધુતારાએ કુંડ બનાવી ના
હાઇ ધોઇ ધુપદીપની ધામધુમથી આસનવાળી મંતર ભણ
વા માંડયા. બિચારા સોદાગરે જયારે તેને આવો પોતાની
ક્રિયામાં મચેલો જોયો તેથી ભરૂશો રાખી પોતાને ઘેર સુ
વા ગયો. તે ઠગે મચરાત્રીએ જોયું કે જજમાન તો ઘેર
નીદ્રામાં પડયો અને હવે આ વેળા આ જગાએ બીજું
કોઇએ નથી. આવો લાગ જોઈ પેલી માલમતા સમેટીને
નાશી ગયો. પેલો સોદાગર સહવારમાં ઊઠીને આવ્યો અ
ને જુએછે તો એ જગામાં રૂપાનું સોનું તો ન જોયું પણ
સુનું પડેલું જોયું !! તેથી રોઇને રહ્યો.

## કીસો. ૧૭૯ મો.

એક સખ્સ ઘણો આળસું હતો. તેથી તેને કોઇ ચાકરી રાખતું નહી. એક દહાડો તે કોઇ વેપારીને ત્યાં ગયો. ને કહ્યું કે સાહેબ મને ચાકરી રાખો. વેપારી બોલ્યો કે ભાઇ તું શું ચાકરી કરીશ; તારૂં નામ દુનીઆમાં જાણીતું છે કે તું આળશુ છે. તેણે જવાબ દીધો કે સાહેબ દુનીઆં તો દીવાની છે ચાહાય તે બોલે. પણ મને મહીનો બે મહીના રાખો ને મારૂં કામ જોઇને પગાર આપજો. પછી પેલા વેપારીએ તેને ચાકર તરીકે રાખીયો. એક દીવસ રાતરે તે વેપારીએ ફરમાવ્યું કે જોને બાહાર વરસાદ વરસે છે? તેણે તીયાં બેઠે બેઠે જવાબ દીધો કે "હા સાહેબ વરસે છે. ત્યારે વેપારીએ પુછયું કે તું મારી આગળ બેઠે લો છે ને તેં બાહાર ડોકીઉં કર્યા વગર શાથી જાણ્યું કે વરસાદ આવેછે? તેણે ઉતર આપ્યો કે સાહેબ હવણાં બાહારથી આવેલી એક બીલાડી મારી કને થઇને ગઇ તેનું શરીર ભીનું હતું! પછી તે વેહેપારીએ પંડે બાહાર જઇ જોયું તો વરસાદ હતો નહી. તેથી ઘુસે થઇને કહ્યું કે તું જુઠું બોલ્યો. વરસાદ કયાં છે? તેણે વળી જવાબ દીધો કે સાહેબ શું હું વરસાદ જોવા રહ્યોછું તારૂં બીજું કામ હોય તે બતાવ આવાં તેવાં કામ કરવાનો નહી. !

## કીસો. ૧૮૦ મો.

કોઈ ગ્રહસ્થને તીયાં એક આળસુ ચાકર રહ્યો, એક

વાર શેઠે તેને કહ્યું કે જા ફુલાણાને જોઇ આવ તે ઘર માં છે? તીયારે નહી જતાં તેણે જલદીથી એવો જવાબ દીધો કે ના સાહેબ તે ઘેર નથી. એવું સાંભળી શેઠે કહ્યું કે વારૂં. પછી બીજે દહાડે કહ્યું કે જા બજારમાં જઇ કેરીઓ લાવ. ચાકરે જવાબ દીધો કે સાહેબ હું ધારૂં છું કે આજ મળશે નહી. તીયારે શેઠે ગુસ્સે થઇને કહ્યું કે હું તને જે કામ બતાવું છું તેનો તપાસ કર્યા વિના આગળ આગ ળથી માંડી વાળેછે ને કામ બજાવતો નથી. જો તારાથી ચાક રી ન બની શકે તો સુખેથી રજા લે. તીયારે તે ચાકરે દીનતાથી જવાબ દીધો કે સાહેબ હું ગરીબ માણસ છું. જો આપ મને ચાકરીમાંથી કાઢશો તો હું ભુખે મરીશ. મારા બાળ બચ્ચાંની સંભાળ તમારા વિના બીજો કોણ કરે એવો છે. આવું સાંભળી શેઠને દયા આવી ને તેને ચાકરીમાં રહેવા દીધો. થોડા દહાડામાં શેઠાણી ઘણી માંદી પડી તેથી શેઠ તાકીદથી પેલા ચાકરને કહ્યું કે ઉતાવળો જઇને વઇદને બોલાવી લાવ. તીયારે તે આળસુ પોતાને ઘેર જઇને સુઇ રહ્યો. પેલા શેઠની સ્ત્રી ગુજરી ગઈ ને તેને બાળી આવ્યા. પછી પેલો આળસુ ઉંઘમાંથી ઉઠીને સાંજનો શેઠને ઘેર આવ્યો ને કહ્યું કે સાહેબ વઇદનો ઘરમાં નથી. હું બેશી બેશીને થાકયો ને છેવટે આપના ઠપકાની દેહેશતે પાછો આવ્યો જો આપની ખુશી હોય તો તેને ઘેર પાછો જઇને બેસું ને જ્યારે તે બાહારથી આવે કે તેડી લાવું. ત્યારે

તે ઘરધણી ઘણો ઘુસે થઇ બોલ્યો કે સાળા નાદાન સહવાર ના ટળ્યો હતો તે સાંજે આવ્યો. તે છોકરાની મા તો મરીએ ગઇ અને તેને બાળીએ આવ્યા. હવે તને શું કામ સોંપું ! જયાં જલદી જવાનું કહીએ છીએ ત્યાં મડદા ની પેઠ જાયછે. આવાં તે ગ્રહસ્થનાં વચન સાંભળી પેલા આળસુ ચાકરને ચીડ ચઢી અને તેણે કહ્યું કે " સાહેબ આટલો બધો ઘુસો માં કરો. તમો મરો કે તમારી ધણી આણી મરો પણ શું હું મારી ચાલ મુકવાનો? એમ કહીને ચાલતો થયો.

## કીસો ૧૮૧ મો.

કોઇ ગરીબ માણસ પોતાના બાળકને નાહાનું મુકીને મરણ પામ્યો. પછી તેની સ્ત્રીએ પોતાના ધાવણા બાળકને ઉછેરવાને ઘણી મેહનત લીધી. પોતાનો સરસામાન વેચીને પણ છોકરાને ખુબ ખવરાવ્યું પીવરાવ્યું અને મોટો કર્યો. છોકરો પુખત ઉમરમાં આવ્યો તેવામાં તો ઘરમાં ખાવા ની ઘણી તંગાશ પડવા માંડી તેથી તેની માએ કહ્યું કે બેટા હવે તું મોટો થયો. માટે કાંઈ કમાઈલાવે તો સારૂં કે જેથી આપણું પેટ ભરીએ. તે છોકરો ઘણો ચંચળ અને બુદ્ધિશાળી હતો તે માતાનાં વચન સાંભળી અને પોતા ની દસા વિચારી, નાણાની રકમ હાથ કરવા પ્રભુનું નામ લેઇ બાહાર નીકળી પડયો. તીયાં રસ્તામાં પાહાદશાહનો

ખજાનો લાધેલાં ઊંટ જતાં જોયાં. તે ઉંટોની સંભાળ સારૂ આગળ પાછળ ઘણાં એક હથીઆર બંધાં માણસો ચાલતાં હતાં. તે છોકરાએ ચોકીદારોની દ્રષ્ટી ચુકાવીને વચમાંથી એક ખજાનો ભરેલું ઉંટ કાઢીને લાગલો પોતાને ઘેર લેઇ ગયો. ને એક મોટું ઊંડું ભોંયરૂં હતું તેમાં પેલા ઊંટને ઊતરીને મારી નાંખ્યું ને ખજાનો લેઇ જુગતીથી ત્યાં સંતાડ્યો અને ખપ પ્રમાણે વાપરવા લાગ્યો. જ્યારે પાદશાહને ત્યાં ઉંટ ગણાયાં ત્યારે તેમાં એક ઉંટ ઓછું થયું. હવે પેલો છોકરો બીજે દહાડે કચેરીમાં હકીકત સાંભળવા ગયો, તીયાં પાદશાહ પોતાના અમીર ઉમરાવો સાથે ઉંટના ચોરને પકડવાની તદબીરમાં હતો એટલામાં એક અમીર ઉઠીને કહેવા લાગ્યો કે એ કામ ગુણકાઓ વગર બનવાનું નથી. કેમકે એ ઘણાં ચરિત્રવાળીઓ હોયછે. પછી પાદશાહે પોતાના શહેરની તમામ ગુણકાઓને તેડાવી અને હકીકતથી વાકેફ કરી. તેઓમાંથી એક મહાકળા પ્રવીણ ગુણકા બોલી કે પૃથવીનાથ તું બેફીકર રહે. મારામાં એટલું બધું ઇશ્વરે ચાતુર્ય મુકેલું છે કે હાકમતના હથીઆરથી વખતે આકાશનું પણ પેટ ચીરી નાંખું! આવું સાંભળી પાદશાહ ખુશી થયો અને હુકમ આપ્યો કે જા જેમ બને તેમ એ ચોરને શોધી લાવ. પછી તે ગુણકા સલામ કરીને બાહાર નીકળી. આ હેવાલ પેલે છોકરે પંડ સાંભળીયો તથા જોયો. પછી પોતે ઘેર આવી પોતાની માને કહ્યું કે ખબરદાર કોઇ કાંઇ

ફંદ કરીને ઘરમાં આવવાનું કહે તો તેને સાફ ના કહીને પે સવા દેઇશ નહી. ને કોઇની આગળ કાંઇ કહેતો ના. એ રીતે માને સમજાવીને તે છોકરો ઘરમાંથી બાહાર ગયો. હવે પેલી ગુણકા મહેલે મહેલે અને ગલીએ ગલીએ કલ્પાંત કરતી અને રડતી ફરવા લાગી. અને મહોડે બોલતી હતી કે સાહેબો પ્રભુને વાસતે મુંજ ગરીબના એક કુમળા બચ્યાનો જાન બચાવો. જો કોઇ જરા ઉંટનું માંસ કે લોહી આપેતો તે મોતના ફાંદાથી બચે અને એ શિવાય તેને મોતથી ઊધારવાનું બીજું ઓષડ કાંઇજ નથી. એવી જુજ વસ્તુ નહી મળવાથી મુજ રાંકનું બચ્યું મારયું જાયછે. એ પ્રમાણે બોલતી બોલતી રાતની વેળા પેલા છોકરાના ઘર આગળ આવી. છોકરાની માએ જયારે તેને આછ્છ અને કાલા વાલા કરતી જોઇ ત્યારે દયા આણીને પેલા ઊંટના માંસનો એક કટકો લોહીથી ગળગળતો લાવીને તે ગુણકાને આપ્યો. તેણીએ પોતાનાં હાથમાં લેઇ તે કટકા ઊપરનું લોહી ધીરે રહી પેલાના બારણે ચોપડયું કે જેથી સહવારમાં ઘર ઓળખાઇ આવે. એ રીતે નીશાન કરીને તે પાદશાહને ત્યાં ગઇ. થોડીવાર પછી પેલો છોકરો જયાં ગયો હતો ત્યાંથી ઘેર આવ્યો. ને બારણા ઊપર ચઢતાંજ લોહીનો થાપો મારેલો જોયો. તેથી ઘણો દિલગીર થયો. પછી પોતાની માને ધમકાવીને પુછતાં સઘળી હકીકતથી માહીત થઇ પેલા ઉંટનું લોહી લેઇ રાતો રાત શાહેરનાં તમામ ઘરના બારણે

થાપા મારયા. છેક પાદશાહના મહેલ સુધી એ રીતે કરી કોઇનું ઘર લોહીના ડાઘ વગર ખાલી રાખ્યું નહી. બીજે દહાડે સહવારમાં ગુણુકાના કહેવા પ્રમાણે પાદશાહે પોતાના સ્વારોને તેની સાથે મોકલ્યા. ને બધાને સમજાવ્યા કે જે ના બારણા ઉપર લોહીનો ડાઘ હોય તેને પકડી લાવવો તી યારે તેઓ દરબારમાંથી નીકળતાંજ પ્રથમ દરબારના બારણા ઉપરજ લોહીનો ડાઘ દીઠો. તેમજ આશપાશના ઘરોનાં બારણાં પણ લોહીની નીશાની વાળાં જોવામાં આવ્યાં. તેથી તે સ્વા રોએ પાદશાહને ખબર કરી કે કરૂપાનાથ લોહીના ડાઘ વ ગર કોઇનું દ્વાર ખાલી નથી ! વાસતે કયા ઘરવાળાને પ કડી લાવીએ ? એવું સાંભળી પાદશાહ ઘણો અચરજ પા મ્યો. ને ચોર પકડી શકાયો નહી. બીજે દહાડે પાદશાહ ક ચેરીમાં બેઠા. તીહાં પેલો ચોર પણ કચેરી જોવાને મીષે હકીકત સાંભળવા આવેલો હતો. પોતે પાદશાહ અમીર ઊ મરાવોને કહેવા લાગ્યો કે જેને ચોરીનો ચડસ પડ્યોછે તે ચોરી કર્યા વિના રહેશે નહી માટે કેટલીક મોહોરો રસ્તા ઉપર પથરાવો ને ચોતરફ ચોકી પેરો રાખો જે સખસ નીચો નમીને પોતાનો હાથ મોહોરો તરફ લગાડે તેને તુરત મા રીકને-પકડી લાવજો. પાદશાહના હુકમ પ્રમાણે વજીર ઉ મરાવોએ રસ્તામાં મોહોરો પથરાવી. આવી હકીકતથી પેલો ચોર તો ઘણો ખુશી થયો. ને ઘડીએ ઘડીએ જુદા જુદા વેશ બદલી મોટા જોડા પેહેરીને તે જોડાને તળીએ ઘણું મીણ

ચોપડ્યું. ને વારે ઘડીએ પેલી પાથરેલી મોહોરોના ઉપર આવ જાવ કરીને તે જોડે વળગાવી વળગાવીને ઘેર લેઇ ગયો. બીજે દહાડે પાદશાહે તે મોહોરો જોખાવી જોઇ તીયા ને તેમાં ઘણી ઘટેલી માલમ પડીને ચોરતો હાથ લાગયો નહી તેથી પાદશાહ ઘણો નવાઈમાં પડ્યો પછી બીજે દહાડે કચેરી વચે એક પાનનું બીડું મુક્યું ને કહ્યું કે કોણ મરદછે કે એ ચોરને પકડી આણે. ત્યાં તે ચોર પણ હાજર હતો. તે પ્રસંગે સો સીપાઇઓનો ઉપરી એક જમાદાર હતો. તેણે પાદશાહને કુરનસ બજાવી તખતને ખોરો દેઇ કહેવા લાગીયો કે પૃથ્વીનાથ જો હુકમ હોયતો તારો ચોર પકડી લાવું. એવું કહી મુછો મરડીને પેલું બીડું ઉઠાવીને ચાવી ગયો. તે તખત પાદશાહ તેની હીંમતની તારીફ કરવા લાગયો. ને કહ્યું કે સુખેથી તું એ કામ સીદ્ધ કરચ. પછી તે જમાદારે પોતાના હથીઆરબંધ ૧૦૦) સો સીપાઇઓ સાથે શેહેરના એક દરવાજા ઉપેર છાવણી નાંખી પછી પેલો ચોર તીયાંથી પોતાને ઘેર ગયો. ને બ્રાહ્મણનો વેશ લેઇ પોથી હાથમાં લીધી. વળતી પેલા જમાદારના તથા સીપાઈઓના ઘર આગળ સુકન જોઇ કહેવા લાગીઓ કે આજ રાતે તમે સહુ સાવચેતથી રહજો કેમકે તમારા ઘરના મરદો જે પાદસાહને તીયાં શીપાઇ છે. તેઓ સઘળા ચોર પકડવા ગઆછે. અને આવતે કાલે સવારમાં દઇત, રાક્ષસ તથા ભુત પલીત ડરામણી અને ભયંકર આ

ત્રની બનાવી આવશે ને તેઓ પોતાનું તથા તમારૂં નામ નીસાન કહીને બધા દાખલા પુરશે પણ તમારે બારણાં ઊઘાડવાં નહી જો ઉઘાડશો તો મારયાં જશો. વાસતે જો કદી તમારાથી બને તો તેઓને માર મારીને કાઢી મુકજો. તે લોકોએ એવું સાંભળીને પરથમથી ઇટો પથરા અને ડંગોરા લાવીને ઘરમાં મુકી છાંડયાં. પછી તે ચોરે ઘેર જઇને આસરે સોથી પણ વધારે મજાના કળી ચુરમાના લાડવા બનાવ્યા ને તેની માંહી ધંતુરાનાં બીયાં નાખ્યાં. તે લેઇને જયાં પેલો જમાદાર સીપાઇઓ સુવાં પડયો હતો તીયાં લાડવા વેચવાને મષે ગયો. તે બધાઓની આશપાશ "કુળી ચુરમાના લાડવા" એ રીતે પોકારવા લાગીઓ. તીયારે તેમાંથી એક સીપાઇએ ધપો મારીને કહ્યું કે "અબે કાફર ઇધર હમ ચોર પકડનેકું આયે હે વાહ! તું લડુ બેચનેકું કેસા આયા હે!" એમ કહી તેને જોરથી લાપોટ મારી. ને એક પછી એક લાડવા લુટવા લાગીયા વળતી જમાદાર સુધાં બધાએ અકેકો લાડુવો વેંહેચી ખાધો. ને પેલાને કાઢી મુકીયો. તે ચોરે વીચારયું કે હવે થોડી વાર પછી તે લોકો કેફની ઝુમમાં પડસે, તથી તેણે મેશ, સાબુ, કોઅલા, અને એરંડીઊ એટલી ચીજો એકઠી કરીને એક ઘડામાં ભરીને અસ્રા કાતરો સહીત પોતે તીયાં આવ્યો ને જોયું તો બધા કેફમાં બેશુદ્ધ થઇ પડેલા છે. પછી તેણે હથીઆર કપડાં કાઢી લેઇને તેઓને માથે જણ્યા જેવા કરીયા! જે સારાં કપડાં

હતાં તેનો ગાંસડો બાંધીયો. ને બાકીનાં બધાં બાળી ના
ખ્યાં કે ફરીથી કોઇ પહેરવા પામે નહી. પછી
એક બાજુએથી અસ્તરા તથા કાતરથી કોઈની આખી ને
કોઇની અરધી ડાઢી મુછ મુંડી તથા કાતરી કે જેથી
બધા સીપાઇઓ કદરૂપા બનીયા તેમાં અધુરામાં પાશે
રાખેલો વીચીતર રંગ તેઓના મોડા ઊપર લપરડ્યો એટ
લે તો ખરે ખરી ખુબી આવી રહી! પછી તીયાંથી પોતાને
ઘેર આવતો રહ્યો. જ્યારે પરોઢીયું થયું ને તે સીપાઇઓ
ની કેફ જરા જરા ઉતરી તીયારે પોતાનો હસવા લાયક હા
લ બનેલો જોઇ લંગોટીની જગા ઉપર હાથ ઢંકી પોત
પોતાના ઘર તરફ દોડયા આ તરફ ઘરનાં માણુશો તો
બરામણુના કેહેવા પરમાણે સાવધ બની રેહલા હતા. જેવા
તેઓ ભુતપીસાચના જેવા બની આવ્યા કે કોઇએ ઈટ ને
કોઇએ પથરો જેમ જેને ફાવ્યું તે હાથમાં લઇ લઇ માર
વા લાગીયા તેથી તેઓમાંનો કોઇનો હાથ, કોઇનું માંથુ,
કોઇનો પગ ને કોઈનુ મોડું ભાગી ગયું. સીપાઇઓ નીસાનીઓ
આપી આપીને ધણીએ સમજાવે કે અમે તો આપણા ઘ
રના ફલાણા છીએ. તોએ કોઇ તે ગણગારતું નહી. જયા
રે દહાડો ઘણો ચઢ્યો ત્યારે પાદશાહને એ વાતની ખબ
ર થઈ ને બીજા આદમીઓ મોકલી તેઓના ઘર ઊઘડા
વી માંહી દાખલ કરાવ્યા. પછી કેટલાક દહાડા સુધી તો તે
ઓએ પોતાના મુખ ડાઢી વગરના કાબરચીતરાં મોડાં

કાઇને દખાડયાં નહી. જયારે પાહાદસાહે આવી રીતનો માહા મસતાન ચોર જાણ્યો તેથી તેને જોવાની મનમાં ઘણી ઊમેદ રહી. અને ફરીથી મીજલસ ભરી એક પાનનું બીડું મુકીયું. ત્યાં કોટવાળ હાજર હતો. તેણે પોતાની મરદાઇના વખાણ કરી પાદશાહના તખત ઉપર ' ચુંબન કરી કહ્યું કે" હે કૃપાનાથ તારા પ્રતાપની છાયાથી આજ હું ચોરને પકડીને બેડી તથા જંજીર સાથે તારી પાશે લાવું" એવું કહી બીડું ખાઇને તીયાથી ચાલ્યો. તેણે પોતાનો ચબુતરો હથીયાર સહીત ફુલ તથા સરાબના † રંગબે રંગી સીસાઓથી સણગારી દીધો. પછી પોતાના સીપાઇઓને વેગળા કરીને રાતે આપ એકલો હથીયાર સજીને મુછોપર તાર દેતો બેઠો. હવે પેલા ચોરે જાણ્યું કે આજ તાજુ ભક્ષ હાથ લાગીયું છે. એવું ધારી ભાત ભાતનાં ચીર તથા શણગાર પેહેરી પોતે નવજોબના સ્ત્રીનો શ્વાંગ ધારણ કરયો. તેણે એક હાથમાં રૂપાનો થાળ પકડયો કે જેમાં ફુલ, કંકુ, નાળીએર; પાન સોપારી, વગેરે સામગ્રી ભરી હતી અને બીજા હાથમાં સર્ગતી બતી લેઇને સુંદર દેવાંગનાની પેઠ રૂંમઝુમ કરતો ને મધુર કંઠે રાગ ગાતો એવી લટકથી ચાલ્યોકે કોટવાળ તો જોતાંજ મોહો પાંમી ગયો. અને કહેવા લાગ્યોકે ઓ મારી પયારી જાન તું આટલી રાતે કયાં જાયછે? જરા મારી પાસેતો આવ. તેણે લટકાથી કહ્યું કે વાહ વાહ કોટવાળજી તમો પણ એવી નજર રાખોછો કે

† પીવાનો દારૂ.

હું તમારી પાસે સી રીતે આવું મારે દૈરે જવાનો વખત વટી જાયછે. હાવભાવ ભરેલા હાવી રીતના બોલ સાંભળી કોટવાળ તેના ઊપર લોભાયો. ને જોયું કે આવો એકાંત નો વખત ફરી કયારે મળશે. એવું ધારી પોતે ચબુતરા પરથી હેઠો ઊતરચો. અને તેનો હાથ પકડી આસકતપ ણામાં દીન વાણીએ સમજાવી ચબુતરામાં લેઇ ગયો. તાંહાં તે ચોરે વાંકો ચુંકો થઇ લટકથી બોલી કોટવાળને કામ વ્યાકુળ કરીયો ને પુછયું કે કોટવાળજી, આ રંગ રંગના સીસા શાના છે? જવાબ દીધો કે પ્યારી જાન, એ પીવાનો દારૂ છે. ફરી ચોરે કહ્યું કે મને તે પાઓ, વારૂ હું જોઉં તો ખરી કે કેવા લાગેછે. કોટવાળ બોલ્યો કે હે મારી પ્રાણાધાર તારૂં નાજુક ને કોમળ કાળજું એ પીધાથી કુમળાઇ જાય ને ડાઘ લાગે. એ રીતે ઘણું કહ્યું પણ માન્યું નહી. ને છેલીવારે તે ચોરે એક મોટો પ્યાલો ભરચો ને કોટવાળને કહ્યું કે મને આ પીવા દો, કે નહી તો તમે મારા હાથનો પ્યાલો પીઓ. આવાં વચન સાંભળી તે કોટવાળ મનમાં ઘણો ફુલ્યો ને જાણ્યું કે જીવથી જીવ જોડાયો માટે માશુકના હાથનો પ્યાલો પીધા વગર કેમ ચાલે! એવું ધારી તે સરાબ પી ગયો. જયારે ચોરે જોયું કે તે કેફમાં ચકચુર થયોછે તીયારે નખરાંથી પુછયું કે આ બધું લોહોઢનું શું પડેલું છે? જવાબ દીધો કે મારી પ્યારી એક ચોર પકડવાનો છે અને આ તેના

પગમાં ઘાલવાની બેડી છે. આ હાથ કડી અને આ ગળા માં ઘાલવા જંજીર છે. ત્યાં ચોરે કહ્યું કે વારૂં તમે મને બેડી પેહેરાવી ગળામાં સાંકળ નાંખી બંધન કરો જોઉં હું કેવા દેખાઉં છું. કોટવાળ બોલ્યો કે મારી પ્યારી એતો તારા નાજુક શરીરને એબ લગાડ માટે ન પેહેરાય. એ કેવી રીતે પહેરાય છે એવી જાણવાની તારી મરજી હોય તો હું પંડે તે બેડી, જંજીર પહેરી દેખાડું. પણ તને તો પહેરવા ન દેઊં આવું સાંભળી ચોરે કહ્યું કે વારૂં સાહેબજીને સારૂં દેખાય તેમ કરો. પછી પોતે કોટવાળે ગળામાં જંજીર અને પગમાં બેડી પહેરી. એટલે તુરત તીયાં તાળુ પડેલું હતું તે બેડી પર વાશીને કુંચી પાસે રાખી. અને દારૂનો એક બીજો પ્યાલો સમજાવીને ચોરે તે કોટવાળને પાયો તેથી તે કેફમાં છેક બેભાન થઇ ગયો. એટલે તીયાં ચબુતરામાં જે જે હથી આર વગેરે સામાન તથા નગદ નાણું હતું તે અને કોટવા ળનો પોશાક કાઢી લેઈ તેને નાગો કરી બેડીમાં રાખી એ રીતે બધું લેઇને જતો રહ્યો! વાણુ વાયું કે પાદશાહે કોટવા ળને ચબુતરે ચોરની ખબર કાઢવા માણસો મોકલ્યાં. માણ સોએ આવી હાલત જોઇ જઇને પાદસાહને કહ્યું કે સાહેબ કોટવાળ પંડેજ બેડી જંજીરના બંધનમાં પડેલોછે. પછી પાદશાહે તે કોટવાળને તેવીને તેવી હાલમાં ઊચકાવી મગા વ્યો. અને તેની દશા જોઇને હસ્યો. પછી બેડી જંજીર કપાવી કોટવાળને છુટો કર્યો. કોટવાળે પોતાની મુરખાઈ

ભરેલો ફજેતીનો હેવાલ કહ્યો નહી. અને પોતે પાદશાહ તે ચોરને જોવાની ઊમેદમાં રહ્યો. બીજે દહાડે ફરીથી કચેરીમાં બીડુ મુકયું. સાંજ પડી ત્યાં સુધી કોઇએ તે બીડું ઝડપીયું નહી. પછી છેવટે શારમના મારે વજીરે પાદશાહને આશીશ આપી તે બીડુ ઉઠાવ્યું. ને કહ્યું કે હે કરૂણાનાથ તારા પ્રતાપે તે ચોરને પકડી તારી પાશે લેઈ આવીશ. વળતી તે વજીર એક લાખી ઘોડાને જવેરાતથી સણગારીને હથીઆરબંધ તેના ઉપર સ્વાર થયો. ને સેહેરની આસપાસ ફરવા લાગ્યો. તેટલામાં પેલો ચોર લાગ જોઇ એક ફાટો ટુટો સાલ્લો પેહેરી, કંગાળ દળનારી ડોશીનો સ્વાંગ ધરી એક ઘંટી લેઇ શેહેરની બાહાર થોડે દુર જઇ દળવાને બેઠો. ત્યાં રાતની વખત વજીર જોસમાં ઘોડો દોડાવી તેની પાસે ગયો. ને પુછયું કે આટલી રાતે તું આંહી શું કામ કરેછે! ડોસીએ જવાબ દીધો કે હું એક ગરીબ દળનારી ઘરબાર વીનાની છું. ને આંહી પાસેના ગાંમડામાં એક સીપાઇનો ઘોડો થાકીને આવ્યો છે તેને માટે દાંણા દળુંછું. ફરીથી પુછયું કે તે સખસ કોણછે ? ને કયાં ગયોછે ? જબાબ દીધો કે કોઇ પઠાણછે ને તમને આવતા જોઈ હવણાંજ મારી પાસેથી આમ ગયો. તે ઉપરથી વજીર તે તરફ ઘોડો દોડાવી ઓ તરફ રખડીને પાછો આવ્યો ને કહ્યું કે ત્યાં તો કોઇ નથી તીયારે ચોર બોલ્યો—વારી જાઊં હવણાંજ તે મારી પાસે બેઠલો હતો. તે તમને જોઇને ના

શી જાયછે ને મને આવીને તાકીદ કરેછે કે જલદીથી દા ણા દળી આપ. હવણાં તમે આવ્યા કે તે આંહીથી પરશે. એ રીતે કહી વજીરને બહુ રખડાવ્યો. છેવટ વજીરે કંટાળી ને વિચાર્યું કે શું એ તે કોઇ ભુત પ્રેત કે રાક્ષસ હશે કે દળનારી પાશે વેળા કવેળા આવી બેસેછે. ને જ્યારે હું આવું છું. એટલે ગેબ થઇ જાઅછે! એવું ધારી પેલી દળ નારીને કહ્યું કે તારી સાડી મને પેહેરવા આપ. અને મા રો પોશાક તું પેહેર. ને ઘોડે સ્વાર થઇ આંહીથી વેગળો જા ચોર બોલ્યો કે સાહેબ હું બુઢી ઓરત મારાથી ઘોડે કેમ બેસી સકાય કદી પડી જાઊ તીયારે? વજીર ધુશે થ ઇ બોલ્યો કે બસ તકરાર ન કર ગમે તેમ બેસ અને તારી સાડી મને આપ. નહીતો તને મારી નાંખીશ. પછી ચોરે પોતાની સાડી કાઢી આપી તે પોતાનો મરદાઇ પો શાક ઊતારીને પેહેરી અને બુઢી ડોશીની પેઠ દાંણા દળવા બેઠા પેલો ચોર તેનો પોશાક ઘોડે સ્વાર થઇ ઘેર આવ્યો. બિચારા વજીરે ચોર પકડવાની ઊમેદમાં આખી રાત ઘંટી ફેરવી. જ્યારે વાહાણુ વાયું તીયારે પાહાદશાહને તે હકીકત માલમ પડવાથી વજીરને પેહેરેલી સાડીએ ઘંટી સુધાં કચે રીમાં તેડાવ્યો અને તેની એવી હાલત જોઇ ચોરની હોંશીઆરી ઉપર તાજુબ થયો. વળી ફરીને બીજે દ હાડે પાનનું બીડુ મુકીયું ને તે બીડું સાંહાંજ સુધી કોઇએ ઊઠાવ્યું નહી. જયારે પાહાદસાહે જોયું કે બીડુ એ

મનું એમ પડી રહ્યું ત્યારે છેવટ પોતેજ ઊઠાવીને ખાધું. અને ઘ ણા શણગરેલા ઘોડાપર હથીયારબંધ સ્વાર થઇ સાંજનો ચોરને પકડવા નીકળ્યો. ચોરે પણ જાણ્યું કે આજતો પંડે પાહાદશાહ પકડવાને નદી કીનારા તરફ નીકળ્યો છે. તેથી તેણે એક ફાટેલી સાડી પેહેરી ધોબાણનો શ્વાંગ ધરી આરા ઊ પર કપડાં ધોવા લાગીયો તીયાં પાદસાહનો ઘોડો દુરથી આવતો જોઇ એક કાળો ઘડો ઊંધેવાળી પાણીમાં તરતો મુકીયો. તે અંધારામાં માણસના માંથા જેવો દેખા વા લાગ્યો. જયારે પાદશાહ કને આવીને પેલી જગત ધુતા રી ધોબાણને પુછવા લાગ્યો કે તું આટલી રાતે કોનાં કપ ડાં ધુએછે ? તેણીએ જવાબ દીધો કે સાહેબ એક ઘરાકને તીયાં પરોણો આવેલોછે તે સહવારે પોતાને દેશ જવાનોછે તેથી આટલી રાતે તેનાં કપડાં ધોવા આવવું પડયુંછે, ફ રીને પાદશાહે પુછયું કે આંહી કોઇ આદમીને આવતાં જ તાં જોયોછે. ? જવાબ દીધો કે કરૂપાનાથ કોઇએ આવ્યું ગયું તો નથી પણ એક ચોર જેવો માણસ હવણાં આં હી બેઠેલો હતો તે તમને આવતા જોઇ પાંણીમાં ઉતરી પ ડયો ને જુઓ તે પેલો તરે પાદશાહને પેલો ઘડો માણસ ના જેવોજ લાગીયો, તેથી ઘોડા ઊપરથી ઊતરી પોતાનો પોશાક કાઢયો ને પેલી ધોબાણને કહ્યું કે આ પોશાક ત થા મારો ઘોડો પકડીને તું ઊભી રહે હું નદીમાં તે મા ણસને ઝાલવા પડુંછું. ચોરે જવાબ દીધો કે ના સાહેબ એ

ઘોડો કદિ મને લાત મારે કે બચકુ ભરે વાસ્તે મારાથી પ
પકડાય નહીં. ત્યારે પાદશાહે ઘણી ધમકાવીને તેને કપડાં
તથા ઘોડો સોંપ્યો. ને પોતે પાણીમાં પડયો. જયારે તે
નદીના વેહેનમાં ઘડાની પાછળ જરા વધારે આઘો ગયો
એટલે પેલા ચોરે કહ્યું કે "હે કરૂપાનાથ વધારે આગળ જતા ન
હીં, પાંણી ઘણું ઊંડુછે. આપના ચોર ખુશામતો કીનારે
હાજરછે તે આ ઘોડા લેઈને જાયછે." એટલું કહીને પા
દશાહના આવતા આવતામાં ઘોડાપર ચઢીને સપાટામાં
ઘર તરફ આવતો રહ્યો. પોતે પાદશાહ નીરાશ થઈને પો
તાને મેહેલે આવ્યો ગણા ઘણા અંદેસા કરવા લાગ્યો
ને તે ચાલાક ચોરને જોવાની ઉમેદમાં રહ્યો. બીજે દહાડે
કચેરી ભરીને સોગનખાઈ કહ્યું કે જે સખસ આ ચોરછે
તેની અકલ તથા બાહાદુરી ને બલીહારી છે, જો તે સં
ખશ પોતે મારા બોલવા પર ભરૂસો રાખી પો
તાની મેળે આવી મારી આગળ હાજર થાય તો તેને
મોટા માન સાથે ભારે સીરપાવ આપી મારી ફોજનો સીર
દાર કરૂં જયારે પાદશાહ એ રીતે ખરાદીલથી સોગન સાથે બો
લ્યો તે વખત તે ચોર ત્યાં હાજર હતો તે બહાર પડી તખતને
"બોસો" દઈ કહેવા લાગ્યો કે પ્રથવીનાથ તારો ચોર હું
પોતે છું, મને આશા છેકે જેવું બોલ્યોછે તેવું પાળીશ
નહી તો પછી ખાવંદના કદમ નીચે જાન હાજરછે? એટલું
કહી બધી નીશાંની પુરીને ચોરેલી માલમતા લાવીને દેખાડી

બાદશાહ તેની નાની ઉમર અને મોહોટાં કામ જોઇ ઘ ણોજ ખુશી થયો અને પોતે બોલયો હતો તે કરતાં વધારે ઇનામ આપી તેને સેનાપતી કર્યો!

## કીસો ૧૮૨ મો.

કોઇ બખીલને કુતરે કરડયો તેથી તેને લોકો કહેવા લાગ્યા કે ભાઇ કુતરાના દાંત ઘણા ઝેરીછે; તું હેરાન થઇશ. માટે એક રોટલી તે કરડયાની જગાએ બાંધ ને તે બે ઘડી પછી છોડીને તે કુતરાને ખવરાવ કે જેથી એનું ઝેર ઊતરે. આવું સાંભળી તે બખીલ બોલ્યો કે વાહવાહ યારો હું તો તમને દોસ્ત જાણતો હતો પણ તમે તો મારા મોટા દુશમન નીકળ્યા. કેમકે જો આજ હું એ કુતરાને એક રોટલી ખવરાવીશ તો વળી બીજે દહાડે મને રસ્તે ચાલવા નહી દે ને ફરી ફરી રોટલી ખાવાની લાલચે તે મારૂં આખું અંગ ફાંફરડી ખાશે !

## કીસો ૧૮૩ મો.

એક બુઢા આદમીને રસ્તામાં છોકરાઓ ઘણા ચીડા વતા હતા તેથી તે રોજ તેઓને આળ ભેળ દઇને ચાલ્યો જતો. એક દિવસ પોતાના ઘરમાંથી બાહાર જવા નીકળીયો તે પ્રસંગમાં ફળીઊ છોકરાઓથી સુનું હતું ને તે બુઢાને તીયાં કોઇએ ચીડવ્યો નહી તીવારે પોતે મોટો ખાંટો કાઢીને

બોલવા લાગ્યો કે શું આજ અળવીતરાં અને ચગાવલાં છોકરાં બધાં મરી ગયાં કે કોઈ નજરે નથી આવતું. !

## કીસો ૧૮૪ મો.

કોઇ શખસ ઘણો બખીલ હતો. તેના એક દોસ્તદારે તેનો ઘોડો બાહાર જવા સારૂ મગાવ્યો. તીયારે તે બખીલે કહેવરાવ્યું કે ભાઇ આપનો શુકન હું પાછો ફેરવી શકતો નથી. કેમકે તમે મારા દિલદાર દોસ્તછો. હવે તેમજ મેં મારા ઘોડાને પણ પ્યારા બાળકની પેઠજ પાળેલોછે. વાસ્તે તમે મારી એટલી વાત કબુલ કરો તો ઘોડો તમારી ખીજમતમાં મોકલાવું. તે એકે અરધે રસ્તે તમો ઘોડા ઊપર બેશીને જાઓ. ને અરધે રસ્તેથી તમે તે ઘોડાને ખાંધ ઉપર ઉચકીને પાછો લાવો. શાથી જે આખે રસ્તે ચાલતાં ઘોડો થાકી જાય. ને વળી એ વિશે મારા ઘોડાવાળાને પુછીશ એવું હોય તો સુખેથી તબેલામાંથી ઘોડો મગાવી લેવો. સેવક તમારોજછું. !

## કીસો ૧૮૫ મો.

કોઇ ઓરત ઘણી બદજાત અને હરામજાદી હતી. તે પોતાના ઘરનાં માણસોને રોજ લાત મુક્કી ને બાસડાંથી મારતી હતી તેથી કોઇએ તેના ઘરમાં ટકતું નહી. એક દહાડો તે મેંડાની બારી ઊપર શણગાર કરીને ઊભેલી હતી. તેને

જોઇને એક જુવાન આશક થયો. તેથી તેના બારણા આગળ ફકીરી લેઇ બેઠા. તીયારે તે ઓરતે તેને ઘરમાં બોલાવીને કહ્યું કે જો તું મારીસાથે એક કરાર કરે તો તારી સાથે પરણું. તેણે કહ્યું કે ઓ મારી જાન તું કહે તે કબુલ છે ત્યારે તેણીએ કહ્યું કે રોજ સાંજને સહવાર મારા હાથનાં પચીશ ત્રીશ ખાસડાંનો અને સાવરણીનો માર ખાય અને ગાળો ખમે તો હું પરણવાને રાજી છું કેમકે મારે એવી ટેવછે કે જેને લીધે કોઇએ મારા ઘરમાં ટકતું નથી. આ રીતે માર ખાવાનું પણ આશકીપણામાં તે પુરૂશે કબુલ કરયું. તેથી લોકો તેને ઠપકો દેવા લાગ્યા કે હે હબવા પુરૂ શું કરવા હાથે કરી બળાપામાં પડેછે. તું સાંભળ—જયારે તે બદજાત ઓરતને તાંહાંથી બધા આદમીઓ માર ખાઇ નાઠા ત્યારે તેના બારણા આગળના એક ઝાડમાં અંજીલ નામનો મોટો વઇતાલ રેહેતો; તેને તે રાંડ માર મારવા માંડયો તેથી તે દેવ પણ કંટાળીને નાશી ગયો ને તે કયાં ગયો તેની ખબર પડતી નથી. આવું સાંભળી તે પુરૂશે લોકને જવાબ દીધો કે યારો એના ઉપર મારો પ્રાણ કુરબાન છે તોપછી તેના હાથનો માર ખમવો શો વધારેછે: એવું કહી પેલી ઓરત સાથે લગ્ન કરયું. અને તે ઓરત હમેશાં પોતાની ટેવ પ્રમાણે સહવારમાં ઉઠતાં વાર ખાસડામાં માર મારવા લાગી. જયારે મારતાં ખાસડાં ફાટી ગયાં ત્યારે સાવરણીનો માર મારવા લાગી એમ કરતાં એક દીવસ

તો તે સખસ મારથી ઘણો ધભરાયો અને ઇસકની મજા એક દહાડામાં ભુલી ગયો. તેથી રાતરે છાનોમાનો બીજા શેહેરમાં જતો રહ્યો ત્યાં સાંભળ્યું કે પેલો અંજીલ નામનો વઇતાલ બાદસાહની છોકરીના દિલમાં ભરાયો છે. તે ઘણાએક ઇલમી થાકયા પણ નીકળતો નથી તેથી પાદશાહે ઢંઢેરા ફેરવ્યો કે જે એ ભુતને કાઢશે તેની સાથે તે સાહાજાદી પરણાવીશ તે ભુતનું નામ સાંભળીને પેલો પુરૂષ પાદશાહને ત્યાં ગયો. ને કોલ કરાર કરીને કેહેવા લાગ્યા કે સાહેબ હું એ પીશાચને કાઢું છું. તે સાંભળી પાદશાહ ખુશી થયો. લોક તો હસવા લાગ્યા કે ભલા ભલા જાદુગર થાકયા ને હવે આનું બાકી રહી ગયું છે. પછી તે પુરૂષ પાદશાહની દીકરી પાસે ગયો. એટલે તે દેવ બોલ્યો કે અરે તું આંહી કેમ આવ્યો? તેણે જવાબ દીધો કે યાર હું તો નાશીને આ વ્યો છું ને મારી પછવાડે પેલી ખાસડાં મારનારી ઔરત પણ આવેછે. વાસ્તે મને તો આંહી શીવાય નાશી જવાની બીજી જગા મળે એમ નથી. ત્યારે ગમે તીયાં તું નાશી જા હું તો આંહીજ ઠરયો છું. તે પીશાચ પેલી ઔરતનું આવવું સાંભળી ધ્રુજી થર થરીને બોલ્યો કે યાર એ કમબખત ઔરત મારૂં નામ સાંભળીને આંહી પણ આવવા ચુકી નહી. અરે શું કરૂં મને કયાંહી સુખે જંપી બેસવા દેતી નથી. એટલું કહી પેલી શાહાજાદીના દીલમાંથી નીકળીને નાઠા. તેથી કબુલત પ્રમાણે બાદશાહે પોતાની દીકરીને તે પુરૂષ શાથે પરણાવી. !

## કીસો ૧૮૬ મો.

કોઇ વાણીઓ દેવની મુરતી ઘરમાં રાખીને હમેશ ધુપ દીપ નીવેધથી તેની પુજા કરતો હતો. તે વાણીઆને બે છોકરા હતા. તેમાંનો એક ગરીબ ને બીજો મસ્તાન હરામી હતો. પેલો ગરીબ છોકરો તો રોજ તેના બાપની પેઠે દેવની પુજા કરી પ્રસાદ ધરાવે. અને પેલો હરામી તો દેવને ધરાવેલો જે કાંઇ પરસાદ હોય તે ખાઇ જાય ને પુજા કરવાને બદલે તે દેવને બે તરણ ખાસડાં મારે તેથી તે દેવ કંટાળ્યો ને તેના બાપને કહ્યું કે વાસ્ય તારા હરામીને નહીતો તારા ગરીબને ખાઇશ. તીયારે પેલા વાણીએ જવાબ દીધો કે તું ગરીબને શું કરવા ખાઇશ. ખા પેલા હરામીને કે જે તને દુઃખ દેછે. આવું સાંભળી દેવ બોલ્યો કે જો હરામીને ખાવાની મારામાં સત્તા હોત તો રોજ તેના હાથનાં ખાસડાં શું કરવા ખાત !

## કીસો ૧૮૭ મો.

કોઇ સાહાજાદો ઘરના કજીઆથી કંટાળીને પોતાની સ્ત્રીને લેઇને બીજા સેહેરના પાહાદસાહ પાશે ગયો ને કહ્યું કે મને ચાકરી રાખ્ય. પાહાદશાહે પુછ્યું કે તું શું કામ કરીશ? જવાબ દીધો કે જે કોઇથી નહી થાય તે હું કરીશ! પછી પાહાદશાહે તેને પોતાની ખીજમતમાં રાખ્યો ને તેની અક્કલ અને હોંશીઆરી સાંભળી ઘણો ખુશી થયો.

વજીરને ઉમરાવો કરતાં પણ તેને મોટે દરજજે પોહોચાડી ઓ. તેથી વજીર, કાજી, કોટવાળ અને મુફતી * તેના ઊપર અદેખાઇ કરવા લાગ્યા ને વખત જોઇને પાહાદશાહને કહ્યું કે પૃથ્વીપાળ પેલો સખશ ના હક એટલો પગાર આપછે. ને કાંઇ કામ કરતો નથી. વળી તેની એવી કબુલાત છે કે જે કામ કોઇથી નહી બને તે પોતે કરશે. હવે આપણા ખજાનામાં એક લાલ છે તેનો જોડો કોઇ પાસે છે નહી. માટે તે બરાબરનું બીજુ લાલ તેની પાશે મંગાવો. અને જુઓ કે તે લાવી સકેછે. એવું સાંભળી પાહાદશાહે પેલા શાહાજાદાને લાલ શોધી લાવવા વાસ્તે કહ્યું તીયારે તે જુવાન પોતાને ઘેર જઇને તે કરતાં સરસ બીજાં ઘણાં લાલ લેઇ પાદશાહ પાસે આવ્યો તે જોઇ પાદશાહ ઘણો ખુશી થયો. ને હતી તે કરતાં ચાહના વધી. તેથી પેલા કોટવાળ વજીરતો વધારે બળવા લાગ્યા, ને તેને શેહેરમાંથી દુર કરવાના વીચારમાં હતા. એક દિવસ ચારે જણાએ મનશુબો કરીને કહ્યું કે કરૂપાનાથ એ જુવાન ઘણા કામનોછે. ને એના જેવો બીજો સખસ મળવો મુસકેલ છે. તેની પાસે જે મંગાવીશું તે લાવશે. આજદીન સુધી "ઢુલક" જાનવર કોઇ પાહાદશાહે દીઠું નથી તે જો કદી તેની પાસે મગાવો તો દુનીઆમાં એક નામ રહી જાય! તીયારે પાહાદશાહે તેને કહ્યું કે ઢુલક જાનવર લાવ. તે શાહાજાદા ક,

* ધરમ સાસ્ત્ર પ્રમાણે અભિપ્રાય આપનાર.

દી કાને નહી સાંભળેલું નામ સાંભળી ઘણો ચીંતાતુર થ
ઇ પોતાને ઘેર આવ્યો. ને વીચારયું કે જંગલે જંગલ ર
ખડીને તે જાનવાર શોધી લાવું. તેની સ્ત્રી ઘણી દાનાવ અ
ને બુધ્ધીશાળી હતી તેણીએ પોતાના પતીનો ચેહેરો ઉદાશ
અને ચીંતાતુર જોઇને હેવાલ પુછયો. તીયારે તેણે પોતા
ની સ્ત્રીને કહ્યું કે કાજી, કોટવાળ, વજીર અને મુફતી તે
ઓ ચારે જણા મારા ઉપર અદેખાઇ રાખેછે. ને તેમના
કેહેવાથી પાહાદશાહે હુલક જાનવર મગાવ્યું છે કે જે જાન
વર કોઇએ જોયું કે સાંભળીયુ પણ નથી. તે જાનવર
જ્યાં શુધી મારે હાથ નહી લાગે ત્યાં સુધી પાહાદશાહને
મારૂં મોડું બતાવાશે નહી. આવું સાંભળી તેની સ્ત્રીએ
દીલાશો દઇ કહ્યું કે હે શ્વામીનાથ તમે શું કરવા ફીકર ક
રોછો. હુલક જાનવર આ શેહેરમાં ઘણાં છે. તમારે પર
દેશ જવાની શી જરૂરછે. એ જાનવર આંહીથી હું તમને
પકડી આપીશ. એવું કહી પોતાના ઘરની ચાર અંધારી
કોટડીઓમાં ચાર ખુંટાં દટાવ્યા તથા લાલ, લીલો, કાળો,
અને પીળો એવા ચાર જુદા જુદા રંગનું રૂ પીંજાવીને
ચારે કોટડીઓમાં પથરાવી મુકયું ને ચાર ઘડા ગોળના શી
રાના ભરાવીને માંહી ગુંદર નાંખી તઇયાર કરી રાખ્યા પ
છી પોતે શોળ શણગાર શહીત વાળેવાળ મોતી પરોવી અ
પસરાની પેઠ ઝવેર જડીત્ર ખુરશી ઉપર ચઢી ઝરૂખામાં બે
ઠી. એટલામાં ધુમધામથી કાજીની શ્વારી નીકળી. કાજી

ની નજર પેલી ઓરત ઉપર પડતાં વારમાં મુરછા ખાઇને તેના ઊપર મોહ પામ્યો. એવી તકમાં તે ઓરતે એક કાગળના કટકા ઉપર કાજી તરફ લખી મોકલ્યું કે કાજી સાહેબ હું જાણું છું કે આપનું ચીત મારામાં ચોટ્યું છે.' અને તેથી તમને કળ વળતી નહી હોય. માટે જો મરજી હોય તો રાતના દસ વાગતાં મારી ભણી પધારવું આવો ચીઠી વાંચી કાજી ઘણો ખુશી થયો. ને ઘડીઆળ કને રાખીને વખત જોવા લાગ્યો. કે કયારે દશ વાગે ને ચંદ્રમુખીની મુલાકાત કરૂ એટલામાં થોડીકવારે કોટવાળની પણ સ્વારી આવી ને તે નવ જોબન સ્ત્રીને જોઇને ઉંચો નીચો થયો. ને દીલમાં ધારવા લાગ્યો કે જો મને વજીરની દેહશત નહોતતો જુલમ કરીને પણ આ પરીના ઘરમાં પેસત. આવી રીતે તેની ઇસક ભરેલી નજર જોઇ પેલી દાનાવ ઓરતે એક ચીઠી મોકલી કે કોટવાળ સાહેબ હું આપની મુલાકાતની ઘણી ભુખીછું. વાસ્તે આજ રાતના અગીઆર વાગતાં જરૂર મારે ઘેર પધારજો. આવી ચીઠી વાંચી કોટવાળ ઘણોજ ખુશી થયો ને પોતાને મોટો નસીબદાર સમજવા લાગ્યો કે વગર મેહેનતે મારી આશા પાર પડી. તે પણ ઘડીઆળ પાશે રાખીને અગીઆર વાગ્યાની રાહ દેખતો હતો. એટલામાં મુફતીની સ્વારી મોટી ધામધુમથી તે રસ્તાપર આવી પહોચી. તે પોતે બુજરગ માણસની પેઠે મોટી નુંરાની ડાઢી સાથે હાથીના હોદે બેઠેલો હતો તેણે પણ તે

સણગારેલી સ્ત્રીને જોઇને ભરામણની પેઠે તે પુતળીની પુજા કરવાની ઉમેદ દીલમાં રાખી એટલામાં તે સ્ત્રી તે પણ તેના ચહેરા ઊપર મોહનો ઝળકાટ જોઇને બાર વાગતે આવવાની તેને ચીઠી લખી. જાણે મફતની દોલત હાથ લાગી એવું સમજીને તે મુફતી બાણ વાગેલા મૃગની પેઠે તડફડવા લાગ્યો. ને બાર વાગવાની તઇયારી હતી એટલા માં તીયાં વજીરની સ્વારી મોટી ધામધુમથી નીકળી તે પ્રસંગમાં પેલી નવજોબના સ્ત્રીએ હાવભાવનાં કટાક્ષ કરી પોતાના મુખ પર ઘુમટો તાણ્યો. એવા મોહબાણથી વજીરનું કાળજુ વીંધાઇ ગયું. અને પોતાની સ્વારી તે જગા ઊપર ઊભી રાખી. પછી વિચારવા લાગ્યો કે આ કીયા સ્વર્ગની અપસરાછે! અફસોસ કે આ વખત હું પાદશાહ ન થયો નહી તો આ પાસે આવેલું મોહોરૂં જવા દેત નહી. પણ કાંઇ ચિંતા નહી કદિ જાન જાય તો શું! એવું વિચારેછે એટલામાં તે સ્ત્રીએ હસીને ચીઠી મોકલાવી કે વજીર સાહેબ ઇશ્વર ઇચ્છાને ધન્ય છે કે આજ આપણી એક બીજાની નજરને એકઠી કરાવી! જેવી તમારા મનમાં મારા વિશે પ્રીતીછે તેવીજ મારી પ્રીતી તમારા વિશે સમજજો. ને કુરપા કરીને એક વાગતે મારે તીયાં પધારજો. આવી મીઠા વચન ભરેલી ચીઠી વાંચી વજીર ઘણો હરખાયો. અને પોતાનાં ભાગીય ઉપર વારણાં લેવા લાગીયો કે વગર મેહનતે મારી કામના પુરણ થઇ! એ પ્રમાણે ચ.રે જણા બીજાં

કામકાજ મુકીને વખતની વાટ જોતા હતા. ને એવી ચટપ ટીમાં હતા કે આજનો વખત આટલો બધો લાંબો કેમ થયો છે વારૂ હવે પ્રથમ દશ વાગીયા કે પોતે કાજી મોટા ડુમાકથી પેલી સ્ત્રીના ઘરમાં ગયો. ને ત્યાં જોયું તો તે રત્ન ઝવેર જડીત્ર ખુરશી ઉપર બેઠીછે. વળી જેમ ચંદ્ર મંડળની આશપાસ તારા સોભે તેમ તે સ્ત્રીની ચારે તરફ દાસીઓ સોભી રહી છે. કાજીને આવતો જોઇ ખુરસી પરથી ઝટ ઉઠીને તેણીએ પોતાના કોમળ હાથે કાજીનો હાથ પકડીઓ અને તીયાં જોડે એક સોનાની ખુરસી હતી તે પર સનમાન કરીને બેસારીઓ ને લટકે મટકે ખબર અંતર પુછવા લાગી. પ્રથમથી કાજીતો તેના રૂપમાં દીવાનો થએલો હતો જેને વળી આવા પ્રસંગમાં તો તે પુરો દીવાનો થએો. અને ભાત ભાતની દુનીઆની મજા અને રંગ રાગની મદીરા તેના આગળ મુકી. તે નવ જોબના એ રતન જડીતર પ્યાલામાં બે ચાર વાર ભરીને મદીરા પાન એવી રીતનું કરાવ્યું કે આગળ પાછળની નીતીની વાત ભુલી જઇ કાજીએ હાથ નાંખવા માંડયાં તીયારે તે પ્રતીવરતા સ્ત્રી કહેવા લાગી કે કાજી સાહેબ હજીતો આખી રાત પડી છે આટલી બધી ઊતાવળ શું કરવા કરોછો જો ઊતાવળ કરશો તો દાશી પાશે બેઠલી છે તેથી આપણી બેની ફુરમત જશે. -એવું મીરજનું વચન કહી કાજીના જીવને થોભાવ્યો. તો પણ કાજીતો

તમ પાપડ થઇ રહ્યો હતો. તેનું અંતઃકરણ ઊછાળા મા રતું હતું અને તે પલંગ પર જવાની તાકીદ ઘણી કરતો હ તો. એટલામાં કોટવાળ પોતાનો પખ્ત તપાસીને આવ્યો ને બારણું ઠોકયું. આ પ્રશંગમાં પોતે કાજી દારૂની કેફમાં ચકચુર હતો તે ઘભરાઇને પુછવા લાગીઓ કે "બારણું કો ણે ઠોકયું? તીયારે ભડકી હોય એવો ડોળ કરીને તે સ્ત્રી બોલી કે હાય હવે શું કરૂં મારો દોસ્ત કોટવાળ આવ્યો તે મને ને તને મોતની પથારીમાં સુવાડશે ને આપણી પ્રથમની દોસ્તીનું ખેતર ભેળીને ધુળધાણી કરશે. આવું સાંભળી કાજી ઘણો ગભરાયો ને નાસવાનો ઊપાય પુછયો તીયારે તે સ્ત્રીએ કહ્યું કે તમે ઘભરાશો માં મેં આગળથી જ જુગતી કરી રાખીછે.—તમે ઝટપટ લુગડાં કાઢી નાંખી આ ગોળનો શીરો શરીરે ચોપડો ને રૂની માંહી લપેટાઇ જાઓ પછી હું તમારા ગળામાં દોરડું બાંધી રાખુંછું. જો કદિ તે પુછશે તો કહીસ કે મારો મરદ એક જાનવર પકડી લાવ્યોછે કાજીએ પણ પોતાને બચવાનો એજ ઊપાય જોયો. તેથી લાચાર થઇ એકદમ પોશાક ઉતારી શીરો ચોપડી સાલ રૂમાં રગદોળાયો. પછી પેલી સ્ત્રીએ એક ઓરડીમાં દો રડા વતી જાનવરની પેઠ ખુંટાસાથે મજબુત ખેંચીને બાં ધ્યો. ને બારણું ઊઘાડી કોટવાળને ઘરમાં લીધો. તેને પણ દારૂની કેફ કરાવી ચકચુર કર્યો. તે કામ વિકારની મસ તીમાં આવી સ્ત્રી ઊપર હાથ નાંખવા જતો હતો પણ પે

લી ગંભીર સ્વભાવની અસતરી છેટે રહીને શોભાવતી હતી. એટલામાં મુરતીજી આવ્યા ને બારણું ઠોક્યું તેથી કોટવાળ ઘણો ગભરાયો. ત્યારે તેને પણ કાજીની પેઠે સમજાવીને કપડાં ઉતરાવી દીને ગોળ ચોપડાવી લીલા રૂનાં ઢગલામાં આળોટાવ્યો ને બંધે બંધ જકડીને બીજી કોટડીમાં ખુંટા સાથે મજબુત બાંધી રાખ્યો. ને પેલા મુરતીને ઘરમાં લીધો. મુરતી પણ સ્ત્રીના આપેલા મદીરાના પીયાલા અમ્રત જેવા જાણી પી ગઓ. અને ખુબ ચકચુર થયો. ને ચુંબન કરવા મોડું આગળ લેઇ જવા લાગીઓ તીયારે પેલી ગુણ શીયળ સ્ત્રી છેટે રહી કહેછે કે મુરતીજી શું કરવા આટલી બધી ઉતાવળ કરોછો બધી આખી રાત આપણી છે. એવું કહી અટકાવ્યો એટલામાં વજીરે આવી બારણું ખડ ખડાવ્યું. તીયારે મુરતી ઘણો ગભરાઇને પુછવા લાગીઓ કે એ કોણછે? જવાબ દીધો કે સું તમને ખબર નથી! એ તો પાદશાહનો વજીર છે આવું સાંભળી મુરતીએ કાલાવાલા કરી કહ્યું કે રે મારી દીલજાન મને કાંઇ સંતાડ નહી તો હવે હું ઉગરવાનો નથી તીયારે તે અસતરીએ પેલા બેઉની પેઠ તેને પણ કાળા રૂમાં લોટ પોટ કરી જુદી કોટડીમાં મજબુત ખુંટા સાથે બાંધી લીધો. ને વજીરને ઘરમાં આવવા દીધો આવતાં વારજ વજીરે પેલી નવ જોબનાને બાઝી પડવાનો વીચાર કર્યો તીયારે તેણીએ કહ્યું—સાહેબ ઊતાવળ કરવામાં કાંઇ ફાયદો નથી.વા

અતે આવો બેશો ને તમારા માનવંતા પગલાંથી મીજલ સને પાવન કરો. પછી આપણે મોજ મજાની કેફ કુસતી કરીએ. તે વજીર વગર દારૂએ તેની દોસ્તીના દારૂમાં મસત હતો તેથી તે પોતાનું દીલ થોભાવી શકતો નહી ને વારે વારેને ઘડીએ ઘડીએ પેલી શુકુમાર સ્ત્રીને આલીંગન કરવા ને ચાહતો હતો તેથી તે સ્ત્રીએ દીલમાં વીચાર કરીયો. કે એને એક કલાક થોભાવો મુશકેલછે. તેથી તેના બંને હાથ રોકવા માટે ગંજીપાની બાજી માંડી. ને કહ્યું કે, આ પણે એક દાવ રમીને પછી પલંગ પર પોઢીશું. એ રીતે સમજાવીને રમાડતી ગઇ ને મદીરાના પીયાલા પાતી ગઇ. એટલામાં તેનાં કહ્યા પરમાણે તેનો પતી બે વાગતે આ વ્યો ને જેવું તેણે બારણું ઠોકયું કે પેલી સ્ત્રી બેઉ હાથે છાંતી કુટવા લાગી ને કહ્યું કે હવે હું શું કરૂં. આપણા જીવનો લેનાર જમડો આવ્યો. વળી મારા ભાયડાની એવી ખરાબટેવ છે કે પર પુરૂસના સંધમાં મને જુએતો મારૂં ને તે પુરૂસનું એકાએક ખુન કરયા વગર રહે નહી. તે આવીને ઓ પેલા બારણામાં ઝીણી નજરે જુએછે. આવું સાંભળી તે વજીર થથર વથર થઇ પુછવા લાગીયો—અ રે પ્યારી હવે હું શું કરૂં? સ્ત્રીએ કહ્યું કે તું ફીકર માં કરય. મારી સાથે આવ એવું કહીને તે કોટડીની અંદર લેઇ ગઇ. ને તેના શરીરે ગોળની રશી ચોપડી પીળા રૂમાં લોટાવ્યો ને પછી ખુંટા સાથે જકડીને બાંધી લીધો. વળતી

વારાફરતી ચારે જણાની પાસે જઇને કહેતી હતી કે તમે કાંઇ ફીકર કરતા નહી. હવણાં મારો ધણી બાહાર જશે એટલે તમને છોડી મુકીને એશ આરામની મઝા આપું છું. તેઓ લાચાર થઇને જાનવરની પેઠે ખું'ટા સાથે સહવાર સુધી બંધાઇ રહ્યા પછી અજવાળુ થતાંજ પેલો મરદ તેની ઓરતના કહ્યા પ્રમાણે પાદશાહ પાસે ગયો ને કહ્યું કે સાહેબ તારા મોટા ભાગ્યની મદદથી પેલાં જાનવરો હાથ લાગ્યાંછે. પણ તેવોને તારી કચેરી સુધી લાવવાં ઘણાં કઠિણછે. કેમકે તે બહુ મસ્તીખોરાં, હરામજાદાં ને ચાલ ચલણનાં વાંકાંછે વાસ્તે તારી ફોજ મારી સાથે મોકલ અને તે ફોજને તથા ફોજના સરદારને ફરમાવ કે તેઓ મારા હુકમ પ્રમાણે વરતે. અને હું કહું તે રીતે એ હુલક જાનવરોને પકડી લાવે. પછી પાદશાહે તેના માગ્યા પ્રમાણે એક ફોજ તેના હસતક કરી તે મરદ ફોજ સહીત પોતાના ઘર તરફ આવી પોહોંચ્યો. ને પેલા ચાર જણાના ગળે બાંધેલા દોરડાના છેડા પકડી ફોજના માણસ ખેંચીને લેઇ ચાલ્યાં. પેલા ચારે જણા મનમાં ઘણા શરમાયા અને ફજેતીથી લાચાર થયા. અને એમ જાણ્યું કે જો સઘળાં માણસોની પેઠ ચાલીશું તો લોકો ઓળખશે અને હુરીઓ કરશે ! તેથી જાણી જોઇને વાંકા ચુકા ચાલવા લાગીયા. વાંકા ચુકા નહી ચાલવાને ફોજના આદમી ચાબુક મારતા ઘસરડી ઘસરડી દરબારમાં લાવ્યા,

ત્યાં પેલો જુવાન શાહાજાદો વિનતિ કરી કહેવા લાગ્યો કે પૃથ્વીનાથ હુલક જાનવરો તારી ખીજમતમાં હાજરછે. ગઇ રાતે તે ઊડીને જતાં હતાં તેમાંથી એકને બદલે તારા નસીબે ચાર હાથ લાગ્યાં પાદશાહ તે જોઇને અચરજ પામ્યો. ને ઓળખી શક્યો નહીં. પછી હજુરના માણસોને હુકમ કર્યો કે કાજી, કોટવાળ, મુફતી અને વજીરને બોલાવી લાવો કે આ જાનવરો આવ્યાંછે તે જુએ. ત્યારે જાસુદો તેઓ ચારેને ઘેર ખબર કાઢી પાછા આવ્યા અને કહેવા લાગ્યા કે કરૂપાનાથ એતો ક્યાંહી નથી. તેઓ ગઈ રાતના બાહાર ગયાછે તે હજી આવ્યાજ નથી. પછી પાદશાહે પેલા શાહજાદાને પુછયું કે આ હુલક જાનવરો શું ખાયછે ? તેઓ ક્યા રહેછે ? અને તેઓની પ્રક્રાતિ કેવી છે ? તેણે જવાબ દીધો—પુરૂથ્વીનાથ એ પોતાની કરણીના ફળ ખાયછે. ફજેતી અને ચરવાના જંગલમાં રહેછે. ને તેમની પ્રક્રાતિ તેમના ઉપર ખૂબ પાણી રેડવાથી માલમ પડશે. આવી રીતની બીના પાદશાહના સમજવામાં બરાબર આવી નહી. પછી ત્યાં ભીસ્તીઓને હુકમ કર્યો કે પાણીની પખાલો તે જાનવરોના ઉપર છોડો કે તેઓની પ્રક્રાતિ માલમ પડી આવે. વળતી ભીસ્તી લોક પાણી રેડવા લાગ્યા તેથી પેલું જુદા જુદા રંગનું રૂ ધોવાઇ ગયું ને તેઓનાં ચેહેરા તથા શરીર ખુલ્લાં દખાઇ આવ્યાં તેથી ઘણા લજવાઇ ગયા. ને એક હાથ મોઢા ઉપર ને બીજો હાથ ઇંદ્રી ઊપર

ઢાંકી ડોકાં નીચાં કરી દોરડાનાં બંધ સહીત ઉભી રહ્યા.
આવો નવાઈ ભરેલો બનાવ જોઇ પાદશાહ જરા હસ્યો અ
ને કાંઇક દિલગીર પણ થયો ને પછી તેઓને છોડી મુકયા.
સઘળા હેવાલથી પોતે જાણીતો થયો તેથી પેલા શાહજાદા
ની સ્ત્રીની અકલ અને દાનાઇનાં વારંવાર વખાણ કર્યાં
ને તે શાહજાદા ઊપર પણ અત્યંત ખુશી થયો. તેને પો
તાનો વજીર ઠરાવ્યો. પેલા ચારે જણા શરમના માર્યા
પોતાના ઘરમાં જઈ ભરાયા. ને ફરીથી પોતાનું ફજેતી ભ
રેલું મોહું કોઇને દખાડયું નહી.

## કીસ્સો ૧૯૮ મો.

એક દિવસ અકબરશાહે બીરબલ તરફની કાંઇ હરકત
જોઇને ઠપકા તરીકે કહ્યું કે શું તું આંધળોછે, જોતો ન
થી ? બીરબલે જવાબ દીધો—સાહેબ મને એકલાને આંધ
ળો શું કરવા કહેછે તારૂં બધું ગામ આંધળું છે. પાદશા
હ બોલ્યો, નહી હું આંખના ઘણા થોડા જોઊંછું ને તું
ગામનું નામ દેછે વાસ્તે જા આંધળાઓની ટીપ કરી લાવ
જો આંધળા ઘણા નીકળશે તો ઠીકછે નહીં તો તને જી
વથી મારી નાખીશ. જવાબ દીધો—વારૂ સાહેબ એટલું ક
હીને પાદશાહના દરવાજા આગળ છાંણુ એકઠું કરીને પોતે
બીરબલ છાંણાં થાપવા બેઠા. ને એક લખનારાને પાસે બે
સાડયો. કચેરીની વખતે વજીર, ઊમરાવ વગેરે દરબારમાં જ

તાં તથા બીજા લોક રસ્તે જતાં બીરબલને છાંણાં થાપતો જોઇ પુછતા કે આ શું કરેછે ? ત્યારે તે બીરબલ પેલા લખનાર મુનશીને કહેતો કે તેઓનાં નામ લખતો જા. એ રીતે બધા પુછનારાનાં નામ લખાવીને પાદશાહ પાસે લેઇ ગયો. ને જઇને કંહ્યું-પુરૂથ્વીનાથ એક કલાકમાં આટલાં બધાં નામ લખી લાવ્યોછું જો હુકમ હોયતો આખો દિવસ બેશીને તમામનાં આંધળામાં નામ લખી લાવું. પાદશાહ આવા રમુજ ભરેલા વચન ઊપર ઘણો રાજી થયો ને બીરબલને ઇનામ આપીયું.

## કીસો ૧૮૯ મો.

કોઇ સોદાગરનો છોકરો જંગલના વચમાં પોતાના કાફલાથી વછુટો પડ્યો. ને ઘણો તરશો થયો. તીયારે ચારે દીશાએ ઘોડો ફેરવી પાણી ખોળવા લાગ્યો. ત્યાં દુરથી એક બાગ નજરે પડ્યો. તે તરફ પોતાનો ઘોડો દોડાવ્યો. ત્યાં જઇને જોયું તો એક નાના પ્રકારના ફુલ ઝાડનો બાગ ખીલેલોછે તેનાં મધ્ય ભાગે એક બેઠી બાંધણીનો સુંદર બંગલો દીપી રહ્યોછે. તેમાં એક પરી સરખી ઓરત ઘણીજ ફુટડી રત્ન જડીત્ર ખુરશી ઊપર બેઠેલીછે. જ્યારે તે નવ જોબનાએ આ ઘોડે સ્વારને દુરથી આવતો જોયો ત્યારે પોતે સામી ગઇ ને તેનો હાથ પકડીને પોતાના રંગ મેહેલમાં લાવી. પછી પોતે માયા મોહોબતથી કેહેવા લાગી કે આંહી

ફરી ફિકર ચિંતા કરતો ના, સુખેથી આરામ કરી તારા દિલને ખુશી કરય. હું તારીજ છું. એવું કહીને ભાત ભાતનાં ભોજન તથા રંગરંગનાં માયા પાણી આગળ લાવી મુક્યાં. ને બેઉ જણાઓએ પોતાનો થોડોક વખત એશઆરામથી ગુજારયો. પછી પેલો સોદાગર કહેવા લાગ્યો કે ઓ મારી પ્યારી દિલજાન મારી છાતી ઉપર પાહાડના સરખી તારી જુદાઈ લાગેછે. પણ શું કરૂં લાચાર છું. ને જો જીવતો રહુંછું તો ફરીથી તને આવી મળીશ. ને તું મેહેરબાની કરી મારી યાદગીરીને વાસ્તે મારૂં નામ લખી લે. એવું સાંભળી પેલી સ્ત્રી હસી. ને ઉઠીને મોટા મોટા બે ચોપડા લાવીને તેની આગળ મુકયા. અને કહ્યું કે એની અંદર તારૂં નામ લખ. ત્યારે તે ચોપડા ઊકેલીને જોવા લાગ્યો તો તેમાં લાખો નામ લખેલાં જોવામાં આવ્યાં. પોતાના જેવા પણ ઘણાક નામ લખી ગયેલા જોઇને અચરત થઇ પુછવા લાગ્યો કે આ નામ શાનાંછે ? પેલી સ્ત્રીએ જવાબ દીધો કે સાંભળ હું એક પાદશાહની કુમારી છું મારા ઉપર એક જીન * આશકછે તેને મારો પુરો વિશ્વાસ નથી તેથી આ જંગલમાં માણસોથી મને વેગળી રાખીછે ને રોજ આંહી તારી પેઠે ભુલા પડેલા પાંચ દશ મરદ આવી મળેછે તેઓ યાદ દાસ્તને સારૂં પોતાના નામ નોંધી જાયછે. પણ હું કોઇને ઓળખતી નથી. જો એક ચોપડો તો

---

* ભૂત.

નામની યાદીથી ભરાઇ ગયોછે ને બીજો પુરો થવા આવ્યો છે. તારૂં નામ પણ લખવું હોય તો લખ. આટલાં નામછે તેમાં વળી એક વધારો આવું સાંભળી તે સોદાગરનો છોકરો શરમાઇને નામ લખ્યા વગર જતો રહ્યો!

## કીસો ૧૯૦ મો.

આપણા હિંદુસતાન માંહેલા એક પ્રાંતમાં કોઈ પાદશાહને તીયાં "મનવા" નામનો એક ભાંડ હતો. તે ઘણો ઢોંગી અને નટખટ હતો. તે હમેશાં પાદશાહને તરેહ તરેહના સ્વાંગ ધરી ઢોંગ કરતો તેથી પાદશાહ તેને ઘણો ચાહતો. તેટલા સારૂ વજીર તથા ઊમરાવ તેની અદેખાઇ કરતા હતા. એક દહાડે મનવો ભાંડ પાદશાહને અમીર ઉમરાવો સહીત પોતાને ઘેર જાફત આપવા લઈ ગયો, ને જીઆરે સઘળા પોતાના જોડા પગમાંથી કાઢીને મનવા ભાંડને તીયાં મીજલસમાં બેઠા ત્યારે તે મનવાભાંડે હળવે રહી સઘળાઓના જોડા ઉચકાવીને સંતાડયા. તીયાર પછી તે મીજલસમાં તરેહ તરેહની મીઠાઇ તથા ભાતભાતનો મેવો લાવ્યો. ને સઘળાઓને જમવા સારૂ અરજ કરવા લાગ્યો. તીયારે સઘળા અમીર ઉમરાવો કહેવા લાગ્યા કે એ મનવાભાંડ તેં આટલી બધી તસદી શું કરવા લીધી? તીયારે તે હાથ જોડી કહેવા લાગીયો કે સાહેબ એ સઘળું તમારા પગરખાનું પુણ્યછે, આવું સાંભળી બધા બોલ્યા કે એમ કહે

વાય? પણ ભાઇ એ સઘળી તારી લાયકીછે. પછી જ્યારે મોજલસ વેરાઇ અને સઘળા ઊઠીને પોત પોતાના જોડા સંભાળવા લાગ્યા તો ત્યાં એક જોડો ન મળે. ત્યારે બ, ધાએ મનવા ભાંડને પુછ્યું કે ભાઇ અમારા જોડા કયાં છે ? ત્યારે તેણે હાથ જોડી કહ્યું કે સાહેબો તમોને ખબર નથી! મેં તે અગાઉથી કહેલુંજ હતું કે સઘળી સામગ્રી તમારા પગરખાની પુન્યાઇથીછે. આવું સાંભળી સઘળા લાચાર થયા ને પાદશાહની પાલખી સાથે ઉઘાડે પગે જવું પડયું. આવી છેતરામણથી અમીર ઊમરાવોને ઘણું ખોટું લાગ્યું. તેથી દિલમાં ડાઘ રાખીને એક દિવશ જોગવાઇ જોઇને પાદશાહને કહેવા લાગ્યા કે હે ગરિબ પરવર આ મનવો ભાંડ રોજને રોજ જુના ઢોંગ કરી રીજવેછે પણ કાંઇ અદ્‌ભુત નવા ઢોંગ ધરીને આપણને ખુશી કરતો નથી. આ રીતે અમીર ઊમરાવોની અરજ ઊપરથી પાદશાહે મનવાને નવો સ્વાંગ લાવવા ફરમાવ્યું. વળતી એ વાતને થોડા દિવસ વીત્યા પછી એક દાહાડો મંદવાડને બાહાને ઘરમાં પડી રહયો ને પાદશાહને ત્યાં કહેવરાવ્યું કે "મનવો ભાંડ ઘણો માંદો છે. હવે એ બચે એમ જણાતું નથી". આવી ખબર સાંભળી પોતે પાદશાહ ઘણો દીલગીર થયો અને દરરોજ તેની ખબર અંતર પુછવા લાગીયો. એમ કરતાં એક દીવશ એવી ખબર ફેલાઇ કે મનવોભાંડ મરી ગયો! મનવાભાંડના જે પાંચ સાત સાગ્રીત હતા તે તેના

નામનું પુતળું બનાવી મડદાની પેઠે લેઈ જઈ નદી કાંઠે બાળી આવ્યા. વજીર, અમીર ઊમરાવો વગેરે સરવેને નક્કી થયું કે બીચારો મનવોભાંડ મરી ગયો. અને બધા મનમાં રાજી થયા કે બલા ટળી. એ વાતને માસ બે એક થયા એટલે તે મનવાભાંડે પોતાના શરીર ઊપર ભભુતી લગાવી કપાળે તથા હાથની આજુબાજુ ટીલાં ટપકાં કરીને એક મોટી ટોપી પેહેરી અને ગળામાં રૂદ્રાક્ષની ઘણી માળાઓ ઘાલી. પછી એક મોટા સાંઢીઆ ઉપર કોડીઓનો સાજ નાંખી, સ્વાર થઈને હાથમાં મોટો ઘંટ લીધો. આવા આડંબરથી અરધી રાતને સમે વજીર તથા ઉમરાવ કે જે જાતના હિંદુ હતા તેઓના ફળીઆમાં જઈને ઘંટનો અવાજ કરવા માંડ્યો. ને પોતાનો ડોળ મહાદેવજીના સરખો બતાવા લાગ્યો. પેલા વજીર ઊમરાવો પણ એમજ સમજ્યા. અને જાણ્યું કે આ ભોળાનાથ કદી કૃપા કરે તો કઈલાસપુરી જોવાને બની આવે. એવી ઉમેદ રાખી હાથ જોડી કેહેવા લાગ્યા કે માહારાજ અમારા ઊપર દયા કરો અને આપની કઈલાસપુરીના દરશન કરાવો. ત્યારે તે વેશધારી ભાંડ મોડું બંધ કરીને એમ કહેવા લાગીયો કે ઊંહું, ઊંહું, દુર રહો તમારામાં માયીક પદારથની વાસના રહેલી છે. ત્યારે તેઓ બોલ્યા કે માહારાજ કૃપા કરીને બતાવો કે માયાની વાસના કેમ ટળે ? અને કઈલાસપુરી કેવી રીતે મળે ? જવાબ દીધો કે આ અપરા

ધીઓ તમારામાં પૈશા ટકાની ગંધ ઘણી છે વાસ્તે તમા રાથી કઈલાસમાં કે વઈકુંઠમાં જઈ શકાવાનું નથી. જો જવાની આશા રાખતા હો તો ઇશ્વરના નામ ઊપર તમા રી પુંજી પુણ્યદાનમાં વાવરી દો. માયાથી વેગળા થશો તો પછી હું કાલે રાતરે કઇલાસમાં તેડી જવા સારૂ આં હી આવીશ એવું કહીને તે ચાલતો થયો. વાહાણું વાયું એટલે તે સઘળાઓએ પોતાનો ખજાનો ધરમ દાનમાં ઊડાવી દીધો. અને પોતાના ઘરબાર તથા વાડી વજીફા સગા સં બંધીને સ્વાધીન કર્યા. અને પછી પાઘડી પોશાક પેહેરીને કઇલાસમાં જવા તઇયાર થયા. એમ કરતાં દીવસ આથમી અરધી રાતનો સમય થયો કે ગયા દીવસની પેઠે પેલો ભાંડ પાછો તેવાજ આડંબરથી તાંહાં આવી ખડો થયો. તીયારે પેલા અમીર ઊમરાવો પાસે આવીને નમસ્કાર કરીને કહે વા લાગ્યા કે હે મહાદેવજી હવે કૃપા કરો. ત્યારે મહાદેવ જી બોલ્યા કે અરે પાપીઓ દુર રહો હજી પણ તમારામાં માયાનો પાશ છે. આવું સાંભળી તેઓ આજીજી કરી પુછવા લાગ્યા કે મહારાજ અપરાધ ક્ષમા કરી કહો કે હજી અમોએ શી માયા રાખી છે? જવાબ દીધો કે આ શરીરે પોશાક પેહેરયા છે એ પણ માયા કહેવાય. અને એ વા પોશાક પેહેરીને કઇલાસમાં જવાય નહી, વાસ્તે કપડાં કાઢી નાંખો. અને બધાય એકેકા લુગડાનો પાટો તમારી આંખે બાંધો. કેમકે કઇલાસનો રસ્તો ચર્મચક્ષુએ દેખાડી

શકાય એવો નથી ! પછી મહાદેવજીની આજ્ઞા પ્રમાણે તમામ નવસ્ત્રા થઇ આંખે પાટા બાંધી ઊભા રહ્યા. એટલે કહ્યું કે તમે બધાય એક બીજાની ખાંધે હાથ મુકો. અને મારા વાહનની પાછળ પાછળ હારબંધ ચાલ્યા આવો. એવું કહીને વજીરના હાથમાં આખલાની પુંછડી પકડાવી અને એક બીજાની ખાંધે વળગી ચાલવા લાગીયા. આખી રાત વીતીને પોહોર દહાડો ચઢ્યો ત્યાંસુધી કાંટા અને ટેકરા ટેકરીવાળી ખરાબ જગામાં તેઓને રઝળાવ્યા. જ્યારે ચાલતાં પગમા કાંટા વાગતા ત્યારે “ઓ ભગવાન અરે દઇવ” કરી કરીને બુમો પાડતા હતા. ત્યારે પેલો ભાંડ કેહેતો હતો કે છાના રહો, એ રસ્તો એવોજ છે. મોડું બોલશો તેમ કઇલાસનો પંથ લાંબો થશે. એ પ્રમાણે તેઓને રઝળાવીને દશ વાગતાં પાદશાહની કચેરીમાં બળદ અને વજીર ઉમરાવ સહીત ચાલ્યો આવ્યો. અને પાદશાહને નમ્રતાથી કહેવા લાગીયો કે સાહેબ સલામત. આજે ઘણે દહાડે નવો સ્વાંગ આપની સમક્ષ કરી લાવ્યોછું. આવો અદભુત શ્વાંગ જોઇને પાદશાહ તથા કચેરીના લોક ખડખડીને હસવા લાગીયા. પછી વજીર વગેરેની આંખેથી પાટા છોડાવી નાંખ્યા ત્યારે તેઓ ઘણા સરમાઇ જઈ પોતાના હાથથી આગળ પાછળની અદબ ઢાંકી છેક લાચાર થઇ ગયા. અને કચેરીમાંથી નાઠા તે ફરીથી પોતાના મોડાં કોઇને દેખાડયાં નહી, માણસને ઘટારથ છે કે પોતાનાથી

ગમે તેવો દુશમન નબળો હોય તોપણ તેથી બીહાતા રેહે વું ને દીલમાં ડાઘ રાખવો નહી !

## કીસો ૧૯૧ મો.

એક અફીણી દરજી કોઇ સોદાગરને તીયાં સીપાઇગીરી ની ચાકરી કરવા રહ્યો. એક દહાડો પેલો શોદાગર જલદી થી બાહાર જવાનો હતો તેટલા માટે તેણે સીપાઇને ફરમા વ્યું કે ઝટપટ દોડનો ઘડીઆળીને તીયાં જા. ને ચોકશ રીતે પુછીઆવ કે કેટલા વાગ્યા છે. પછી સીપાઇએ જઇને ઘડીઆળીને પુછયું ત્યારે ઘડીઆળીએ જવાબ દીધો કે બે માં બે મીનીટ ઓછાછે. એવું સાંભળીને તે સેઠ પાશે આ વ્યો અને તેને બીજા કોઇ સાથે વાત કરતો જોઇને કેફ ની જુમમાં ભીંતને ઓઠંગીને ઉભો થઇ રહ્યો એટલામાં શોદાગરે તે સીપાઇને એદીની પેઠ ઉભેલો જોઈ પુછયું કે શું ઉંઘેછે. ઘડીઆળીને તીયાંથી શી ખબર લાવ્યો? તે ચોં કને બોલી ઉઠયો કે "સાહેબ ગજમાં બે તશુ ઓછા છે. જો મારા કેહેવા પર વિશ્વાસ ન આવે તો બીજા પા સે વેતરાવો

## કીસો. ૧૯૨ મો.

કોઇ ધુતારો જયારે ગરીબને લાચાર થઇ ગયો ને પાશે કાંઇ ખાવાનું રહ્યું નહી તીયારે તેણે એવી જુગતી

કરી કે ઊંટનાં લોડાં વીણી લાવી તેના ઉપર સોના રૂપા ના વરક ચઢાવ્યા. વળતી એક બુમચામાં ભરીને તે બજારમાં જઈ વેચવા બેઠા ને મોં ઠેકાણે રાખી ગંભીર વાણીથી કહેવા લાગીયો કે "માઇઓ ક્યાં સુધી હું આ ચીજની તારીફ કરૂં, મારા મેહેરબાનો મારે મુગા રહેવું બેહેતર છે. ખાતરી છે કે મારા કેહેવાથી નહી માનો પણ ખાશો તીયારે જાણશો! આવી રીતના ભાષણ પર ભરૂસો રાખી લોક પાંચ પાંચ રૂપીએ એકેક લીંડુ ઉપાડી ગયાને તે સખશ પોતાની ધુર્ત વીદ્યાથી કમાયો. કેહેવત છે કે માણસના બોલમાં ને લાકડાના પોલમાં કોઇ પેશી નીકળીયું નથી!

## કીસો ૧૯૩ મો.

કોઇ મુસલાને એક કાજીને રમજાન મહીનામાં ખાતા જોયા તેથી કહ્યું કે "સાહેબ તમે બીજાઓને તો વએજ‡ કરીને નસીઅત* કરોછો કે રમજાન મહીનાનાં રોજાં રાખવાં માણસને ઘટારત છે? એવું કહોછો પણ તમે પોતે તો રોજો રાખતા નથી તેનુ કારણ શું? કાજીએ જવાબ દીધો— રે બેવકુફ તું નથી જાણતો શું હું ધરમ સમજનાર થઇને ઊલટું ચાલીશ? જો આ સરેહનો નકી હીસાબ સાંભળ! પ્રથમ જ્યારે મેં ચાંદ જોયો તીયારે એક રોજો રાખીયો હતો. હવે એક છેલ્લો રોજો રાખીશ. આમ

---

‡ ધર્મોપદેશ. * શિખામણ.

પાસના રોજા થયા બે, બાકી રહયા અઠાવીસ તે વચમાં થી કયાં જવાનાછે! પેલો સખસ કાજીની જુગતી ભરેલી વાત સાંભળી ચાલતો થયો.

## કીસો ૧૯૪ મો.

કોઇ દીલીવાને કુદરતપણાથી ઘણી દોલત મેળવી હતી. પણ તેને કાંઇ ફરજંદ હતું નહી તેથી તે દીલગીરીમાં રેહતો. એમ કરતાં ઇશ્વર કરૂપાથી તેને એક બેટો થયો. તેને ઘણા લાડથી પાળી પોષીને ઉછેર્યો. પછી તે દીલીવાનતો મરી ગયો અને પાછળ છોકરાએ તેની શઘળી દોલત એસઆરામમાં ઊડાવી નાખી. અને છેક એવી દશાને પામ્યો કે કાંઇ ખાવાનું પણ પારો રહ્યું નહી તીયારે લોકોએ તેને કહ્યું કે હે કમબખત તારા બાપના ફાતીયાની મીઠાઇ ખવરાવ ભણાય એટલે ખવરાવાય તેટલુ પણ તે રાખ્યુ નહી! એવું સાંભળી તે છોકરે મનમાં રાખ્યું ને રસ્તે ચાલતાં બજારમાં જયાં મીઠાઇ વાળાની દુકાન આવે તીયાં પગમાંથી જોડા કાઢીને બાપનો ફાતીઓ ભણવા લાગ્યો લોકોએ તેને કહ્યું અહયા બેવકુફ હલવાઇની દુકાનો જોઇને તું શું ભણેછે? જવાબ દીધો કે શાહેબો હલવાઇની દુકાનને જયાં જોઉછું તીયાં બાપનો ફાતીઓ† ભણુંછું! મુશલમાનમાં કેહેવત ચાલેછે કે "હલવાઇ કી દુકાનપર નાનીકા ફાતીયા"

---

† શ્રાદ

## ફોસો ૧૯૫ મો.

કોઇ બાદશાહની હજુરમાં તેના દીવાને દરબારના ગાડીવાનની કાંઇ કસુર આવવાથી બાદશાહના દેખતાં ઠપકો દેઇને કહ્યું કે હે કમબખત તું શું કરે તમારી જાતજ એવી હોય છે. ગાડીવાન, ને ગધેવાન બરાબર. જે નામને છેડે "વાન" આવેછે. તે સઘળા હરામજાદા અને કમ અકલના થાયછે આવુ સાંભળી તે ગાડીવાન બોલ્યો "આપ જે ફરમાવોછો તે ખરૂછે સાહેબ દીવાન!" આ રીતનો ગાડીવાનનો હાજર જવાબ સાંભળી પોતે બાહાદસાહ ઘણો ખુશી થયો. અને દીવાન બિચારો સરમાઇ ગયો.

## ફોસો ૧૯૬ મો.

કોઇ શખશની શીવતાં શોય ખોવાઇ ગઇ તે રસ્તામાં આવીને સોધવા લાગ્યો. તીયારે લોકોએ પુછીયુ કે ભાઇ તું શું ખોળે છે? તેણે જવાબ દીધો કે ભાઇઓ ઘરમાં કપડ સીવવા બેઠા હતો તીયાં મારી શોય પડી ગઇ તે હું અહીં સોધુછું! લોકે કહ્યું અરે મુરખ તારી શોય ઘરમા ખોવાઇ અને બાહાર આવીને ખોળેછે તે કયાંથી જડસે.જા ઘેર જઇને શોધ કે ત્યાંથી મળે. વળી તેણે જવાબ દીધો કે ભાઇઓ મારા ઘરમાં અંધારૂ પડેછે તેથી હું અજવાળામાં શોધુંછું !!

## કીસ્સો ૧૯૭ મો.

કોઇ શખ્સે એક આંધળાને કહ્યું કે ભાઈ તેં કદી ખીર ખાધીછે? ત્યારે આંધળે પુછ્યું કે ખીર કેવી થતી હશે? જવાબ દીધો—સફેત દુધ જેવી. ફરીથી પુછ્યું—દુધ કેવું સફેત હશે? જવાબ દીધો—ઊજળું બગલાની પાંખ જેવું. ફરીથી પુછ્યું—ભાઇ બગલું કેવું હશે? તીયારે તે શખ્શે પોતાનો હાથ બગલાની ડોકી સરખો વાંકો કરીને કહ્યું કે બગલું આવું થાયછે. તે ઉપર પોતાનો હાથ ફેરવીને જોયું અને કહેવા લાગ્યો કે ભાઇ તારે ગમેતો મારી નખ પણ મારાથીતો કાંઇ ખવાય નહીં. આવી ખીર ખાતાં મારા ગળામાં ભરાઇ રહે!

## કીસ્સો ૧૯૮ મો.

કોઇ આંધળાને લોકોએ એક કદરૂપી અને કઠોર અવાજની સ્ત્રી સાથે પરણાવ્યો. તેનો કઠોર અવાજ સાંભળી તેના મુખ ઉપર પોતે આંધળો હાથ ફેરવીને કહેવા લાગ્યો કે તારો અવાજ આવો કઠોર અને બીહામણોછે તેથી તારી સીકલ પણ ખરાબ અને ડરામણી હશે ખરી. પેલી સ્ત્રીએ જવાબ દીધો કે હે સ્વામીનાથ હું મારૂં જોબન અને રૂપ કોને દેખાડું શું કરૂં મારા કરમે તમે સુરદાસ મળ્યા. બાકી મારી ખુબસુરતીની આગળ તો સરદપુનમ

નો ચંદ્ર પણ લજવાયછે! આ વાત સાંભળી આંધળો પો
ક પોક રડવા લાગ્યો. લોકોએ તેને પુછયું કે ભાઇ તું આ
ટલો બધો શું કરવા રડેછે? તેણે જવાબ દીધો કે ભાઇયો
હું મારી આંખને રડુંછું કે ઇશ્વરે મને આંખો આપી
નહીં. જો આપી હોત તો મારી ખુબસુરત પરી જાત મા
શુકનો ચેહેરો જુઅત. તીયારે લોકોએ કહ્યું કે ભાઇ તું પ્ર
ભુનો પાડ માન કે તારે આંખ્યો નથી. જો હોત તો તે
ને જોતાં રડી રડીને તું આંધળો થાત એવી એ ખુબસુરતછે!

## કીસો ૧૯૯ મો.

કોઇ શખસ પોતાની સ્ત્રીને ભરજુવાનીમાં મુકી પ
રદેશ ગયો. અને તીયાં ઘણી મોજ મજામાંપડયો; તેથી ઘ
રની સ્ત્રીને છેક ભુલી ગયો. ઘરધણીએ પોતાને છેક વિસા
રી એવું જાણીને તે ઘણી ઉદાસ થઇ અને રીસમાં પોતા
ના પતિને એ રીતે કાગળ લખ્યો કે " હે પ્રાણનાથ જે દિ
વસથી તું ગયોછે તે દિવશથી મને અન્ન જળ ભાવતું નથી
અને રાતરે સુખ ચેનથી ઊંઘ આવતી નથી. અને હું ખ
રૂં કહુંછું કે તારા વગર હું રાંડી રાંડ થઇને બેઠીછું. એ
રીતનો ઘર તરફથી આવેલો સ્ત્રીનો પત્ર વાંચીને ઘણી રડા
પીટ કરવા લાગ્યો. લોકે તેને પુછયું કે ભાઇ શો કાગળ આ
વ્યોછે? અને આટલો શું કરવા રડેછે? તેણે જવાબ દીધો.
યારો તમે પુછતા ના મારી પુરી કમબખતી આવીછે.

અરે હાય મારી ઓરત રાંડી. તીવારે લોકે હશીને કહ્યું કે ભાઇ તું તો આંહી હયાત બેઠોછે. ને તારી ઓરત તે શી રીતે રાંડી! તેણે જવાબ દીધો—તમે બધા કોહો છો તે ખરૂં પણ મારી સ્ત્રીએ કાગળમાં લખી જણાવીયું એ પણ કાંઇ ખોટું હોય!

## કીસો ૨૦૭ મો.

કોઇ સોદાગર ઘણી દુર્બળ દશામાં આવી પડ્યો. તેનો એક જુનો મીત્ર સારી હાલતમાં હતો. તેણે પોતાના દોસ્તને લાચાર બનેલો જોઇને બહુ ફીકર કરી, એક દિવશ પેલા સોદાગરને દયા લાવી કહ્યું કે ભાઇ તને નિરૂદ્યમી બેઠેલો જોઇને હું ઘણો દીલગીરછું. વાસ્તે મારી પાસેથી થોડાંક નાણાં લે અને ફલાણા રાજાના મુલકમાં હાલ સુખડની ઘણી તંગીછે. તીયા સુખડનાં ગાડાં ભરાવી જા અને તારૂ નસીબ અજમાવ. એવું કહીને પોતાને પઈસે સુખડ ખરીદ કરાવી ને તેને તીયાં મોકલો! તે બીચારો સોદાગર પણ તીયાં સુખડ લેઇ ઉમેદભર જઇ પોહોચ્યો. પરંતુ બીજા દેશાવરોમાં પણ એજ રીતે ખબર પડી કે ફલાણા રાજાના મુલકમાં સુખડની ઘણી અછત છે. તેથી ચો તરફથી તીયાં સાથે લગી સુખડ આવી પડી અને તે કારણથી ભાવ ઘણો મોળો પડી ગયો. આમ થવાથી પેલો બીચારો સોદાગર ઘણો ઉદાસ થયો. અને પોતાના કપાળ ઊ

પર હાથ મુકીને પસ્તાવો કરવા લાગ્યો. બીજા વેપારીઓની સુખડ આશપાશના ગામડાઓમાં ખપી ગઇ. વળતી થોડાક દાહાડા વીત્યા પછી તે સોદાગર પોતાના દીલ સાથે એવો વિચાર કરવા લાગ્યો કે હવે મારી સુખડ ચઢતા ભાવે ખપ વાને એક રસ્તો છે; તે એકે જો આ મુલકનો રાજા મરે તો સુખડનો ભાવ ચઢે. કેમકે રાજાના મડદાને બાળવામાં સુખડ શિવાય બીજાં લાકડાં કામ નથી આવતાં બધી રઇય ત પણ તેવા વખતે સુખડ ખરીદ કરી રાજાના મડદાને ચ ઢવેછે. આવી ધારણાથી રાત દાહાડો એજ દુઆ માગતો હતો કે કયારે શાહેરનો રાજા મરે. એવા વિચારમાં કેટલાક દિવસ વીતી ગયા. એક વાર તે રાજાની સ્વારી તેની દુકા નના બારણા આગળ થઇને નીકળી તે પ્રસંગે રાજાની નજ ર પેલા સોદાગરના ઊપર પડી કે તુરત રાજાનું દીલ ગુસ્સા માં આવ્યું ને તીહાં વજીરને જણાવ્યું કે આ મુશાફર કોણછે? મને એનું મોડું દીઠું ગમતું નથી અને મારી એવી મરજી છે કે એકદમ એને મારી નાંખો. વજીર ઘ ણો દાનાવ અને બુધ્ધિશાળી હતો. તેણે ગંભીરાઇથી રા જાને કહ્યું કે સાહેબ આપનો હુકમ છે તો એને મારતાં શીવારછે! પણ તું રાજાછે, અદલ ઇનસાફનો ઉપરીછે. એ ને વગર તકશીરે મારી નાંખીએ એ ઘણું ખોટુંછે. એમ કીધે કોઇ પરદેશી ફરીને આપણા મુલકમાં આવશે નહીં. વાસ્તે આપ ધીરજ ધરો. આપણે એને હરેક તદબીરથી તકશીર

મા લાવીને મોતને તાબે કરીશું. એવું કહી તીયાંથી સ્વારી સ હિત વઝીર બાદસાહ ચાલી નીકળ્યા. બીજે દહાડે વઝીરે પોતાના શેહેરમાંના એક વેપારીને બોલાવીને કહ્યું કે તું પેલા પરદેશી સોદાગર સાથે દોસ્તી કર્ય. ને જોકે તે કોણછે, કયાંથી આવ્યોછે. ને તે શી ઊમેદ રાખેછે. એ રીતે તેનો સઘળો ભેદ લેઇ આવ. વઝીરના વચન અંગીકાર કરી વેપારીએ તે સોદાગરની સાથે થોડા દિવસમાં દોસતી કરી દીધી અને લીંબુના રશની પેઠ તેના ભેગો હળી ગયો. બંને જણા એકાંતે બેશીને એક બીજાના સુખ દુખની વાતો કરવા લાગ્યા. સોદાગરે પોતાની સગળી હકીકત જાહેર કરીને કહ્યું કે માર હવે તો રાજાના મરણની હું વાટ જોઊછું. જે તે મરે તો મારી સુખડની ખરીદી થાય. વેપારી આ સોદાગરના દીલની છુપીઊમેદ જાણી ગયો અને તેણે તે વઝીરને જાહેર કરયું વળતી વઝીરે દેશી વેપારીને કહ્યું કે તું એકના બે રૂપીઆ આપીને એની પાશેથી તમામ સુખડ ખરીદી લે અને એને ખુશી કર કે જેથી એની તુચ્છ ધારણા દુર થાઅ પછી વેપારીએ વઝીરના ફરમાવ્યા પ્રમાણે તેને બમણાં નાંણાં આપીને સુખડ લઇ લીધી. તેથી તે શોદાગર ઘણો ખુશી થયો ને પોતાનો માલ ચઢતે ભાવે ખપવાથી રાજાના હકમાં આશીશ માગવા લાગ્યો. ને બોલ્યો કે વારૂ રાજાને તથા તેના રાજ્યને પ્રભુ આબાદ રાખો. કે એના વખતમાં આવા મોટા વેપારી પડયા છે, કે જેઓ પ

રદેશી સોદાગરોની કદર પીછાણેછે. એમ કરતાં વચમાં થો ડા દીવસ ગુજર્યા એટલે ફરીને રાજાની સ્વારી તેની દુ કાનના બારણા આગળ આવી પોચી, ત્યાં રાજાની દ્રષ્ટી પેલા સોદાગર ઊપર પડતાં દિલમાં દયા ઉપજી અને વ જીરને કહ્યું કે તું આ બીચારા શૌદાગરને મારી નાંખવા નું કશું બાહાનુ સોધીશ નહી. બીચારો પરદેશી નાહક મરે તેમાં શું હાંસલ છે. પોતે વજીર એ વાત સાંભળીને ઘણો ખુશી થઓ ને રાજા પણ તેના ઊપર ઘણો પ્રસ ન થયો. અરે મીત્રો આ ઊપરથી જુઓ કે સામાના દીલ ની પોતાનુ દિલ સાક્ષી પુરેછે. અને વળી કહેવત છે કે દા નત એવી બરકત.!!

## કીસો ૨૦૨ લો.

એક ધોબીનો ગધેડો કપડાનો બોજો ઉચકચાથી જખ મી થયો. તેના જખમને કાગડાઓ ચાંચો મારવા લાગ્યા. ત્યરે તે ધોબીએ તેનો જખમ ઢાંકવા સારૂ વાઘનું ચામડું ઓઢાડીને છુટો મુક્યો. તે ગધેડો લોકોના ખેતરોમાં પેસવા લાગ્યો અને ખેતરના માલીક તેને વાઘ સમજીને તેનાથી વે ગળા નાશવા લાગ્યા. તેથી તે લીલાં ધાન ચરી ચરીને ખુબ મસ્ત થયો. એક દહાડે કોઇ હરણે તેને વાઘ જાણીને ના સવા માંડ્યું ત્યારે તે ગધેડાએ કહ્યું કે તું બીહીનો નહી, હું કાંઇ વાઘ નથી. ને તારી સાથે દોસ્તી કરવા ચાહાછું.

પછી હરણે તેને ગધેડો ઓળખીને દોસ્તી બાંધી. ને તે બન્ને બે ફીકરાં થઇને લીલી હરીઆળીનાં ખેતરોમાં સ્વછંદ પણે ચરવા લાગ્યાં. એક દહાડો ખેતરમાં ચરતાં ચરતાં પેલો ગધેડો ખુશીમાં આવવાથી ભુંકવા લાગ્યો. ત્યારે તેનો ભયંકર અવાજ સાંભળીને પેલા હરણે નાસવાની તઇયારી કરી. ત્યાં ગધેડાએ પુછયું કે ભાઇ તું સાચું કહે આવું મજાનું લીલું ખેતર મુકીને સટકવાનું કેમ કરેછે? શું કાંઇ મારામાં ચુક પડી કે દોસ્તી તજીને જાયછે? હરણે કહ્યું કે નારે ભાઇ હું તો કાંઈ નાસતો નથી પણ યાર તારો મીઠાશ ભરેલો અવાજ મારા દીલમાં તીરની પેઠે ઉતર્યો. વાહ વાહ તારા રંગીન અવાજથી બિચારાં બુલબુલ પંખી પણ શરમાયછે. આવાં વેણ સાંભળીને પોતે ગધેડો મનમાં ખુબ ફુલ્યો અને કહ્યું કે ભાઇ આટલા દીવસ હું નહોતો જાણતો કે તમે પણ ગાયનના ઇલમનો શોખ રાખોછો. જો એવી ખબર પ્રથમથી હોત તો હમેશાં તમને મારૂં મધુર ગાયન સંભળાવત. વારૂ હવે બની તે બની પરંતુ હવેથી હરવખત ગાઇને તમારૂં દીલ ખુશી કરીશ. યાર દુનીઆમાં હું ઘણો ફર્યો પણ મને એવો કોઈ મળ્યો નહી કે જેને મારો પોતાનો ગાયનનો હુનર દેખાડું પછી તીયાં પેલું હરણ ગધેડાને સોગન દેઇ પુછવા લાગ્યું કે ભાઈ ખરૂં કેહે તારો ઊસ્તાદ કોણછે? જવાબ દીધો કે આગળ કોઇ કોઇ વખત, મારા ધણીની સાથે કપડાંની લાદી ઉચકી નદી કીનારે જતો

ત્યાં ખાડા ખાઇઆમાં દેડકાંઓ તરેહ તરેહના રાગ રંગથી સ્વર કાઢી પોતાની મંડળીને ખુશ રાખતા ત્યાંથી ઘણી મેહેનતે આ ગાયનનો હુનર હું શીખ્યોછું આ વાત સાંભળીને પેલું હરણ ખડખડ હસ્યુંને કહેવા લાગ્યું કે સાબાશ, સાબાશ, એવા મોટા વીદ્યાવાનની સોબતમાં રહ્યા તેથીજ આવી ગાયનકળાની માહીતી મેળવી! હવે ચાલો આપણે ઘેર જઇએ ત્યાં નીરાંતે તમે ગાજો ને હું સાંભળીશ. ગધેડો બોલ્યો કે ભાઇ જો ઘર આગળ નીરાંતે સાંભળશો તો હું તમને સારાં સારાં ધ્રુપદ,લાવણીઓ ટપ્પા, રેખતા વગેરે નાના પ્રકારનાં ગાયન ગાઇ સંભળાવીશ. તો પણ હાલ આંહી તમારી આગળ ધીરેધીરે કાંઇ થોડું ઘણું ગાવું જોઇએ! હરણે જવાબ દીધો કે યાર જો તું હવણાં ગાઇશ તો તારા ભેદનો પડદો ફુટશે અને ગાયનની ખુબીતો કયાંહી નીકળી જશે! આ વખતનું ગાવું તારા હકમાં સારૂં નથી. બેવકુફ ગધેડો આ હરણનો દાનાઈ ભરેલો ઇસારો સમજી શક્યો નહી અને મનમાં ધાર્યું કે જો હું આ વેળા નહી ગાઉં તો એ મને જાણશે કે ગાયન વીદ્યામાં હુશીઆર નથી. એવું ધારી તે બોલ્યો કે યાર ગાનારના જેટલી સાંભળનારને તો કાંઇ મહેનત નથી માટે હું ગાતાં થાકતો નથી ને તું સાંભળતાં કેમ કંટાળેછે! એટલું કહીને ઉંચી ડોકે મોડું પોહોળું કરી ભુંકવા લાગ્યો. તેનો કઠોર અને લાંબો અવાજ સાંભળી ખેતરનો ધણી હાથમાં ડાંગ લેઇ દોડી આ

વ્યાં તે વેળા પેલું હરણ તો ઝડપથી કુદીને નાસી ગયું. અને પેલાં એકુતે બીચારા ગધેડા ભાઇનાં ડાંગવતી હાડકાં રંગી નાખ્યાં. !

## કીસો ૨૦૨ જો.

એક દીવસે કોઇ બેવકુફ સખ્સે સાંભળીયું કે જે કોઇ ગુલેસ્તાન વાંચીને સારીપેઠ સમજે અને તે લખ્યા પરમાણે વરતે તો તે વજીર અથવા પાદશાહ થાય. એવું સાંભળીને તેણે બાર વરસ સુધી મેહેનત લેઇને તે ગુલેસ્તાનની બધી પોથી પાઠ કરી. એ રીતે શીખી રહેતાં જયારે સાંભળ્યા પરમાણે કાંઇ ફળ હાંસલ થયું નહીં ત્યારે તે ગ્રંથ કર્તાને હજારો ગાળો દેવા લાગ્યો ને પોકારીને કહેવા લાગ્યો કે એ કોઇ લુચ્ચો ઠગારો થઇ ગયોછે કે ખાલી આદમીઓને વેહેમ જાળમાં નાંખીને ફસાવેછે એવું જેના તેના આગળ કહેવા લાગ્યો. એક દીવસ તે સખ્સ સંસારના તાપથી ઘણો અકળાયો અને પોતાની કરેલી મેહનત ઉપર ઘણો ક્રોધે ભરાયો ત્યારે જંગલમાં જઇને એક ઝાડની ડાળીએ પેલી પોથીને બાંધીને તેમાંનો બોલે બોલ વાંચતાં તે ઉપર લાત મારી થુંકવા લાગ્યો. અને ફાવેતેમ બકવા લાગ્યો. વળી કહેતો કે રે રાંડ પોથી તારી પાછળ મારી અરધી ઊંમર ગુજરી ગઇ પણ મારી આશા પાર પડી નહી તો હવે જો, તારા હેવાલ કરૂં તે! અને એમ કીધે હવેથી કોઇ દુની

આમાં ઠગાશો નહી. એમ બોલીને તે પોથીમાંનાં પાના ફા ડીને નીચે નાખતો જતો અને તે ઉપર લાત મારી થુંકતો હેવામાં ઇશ્વરનું કરવું એવું બન્યું કે ત્યાં એક ફકીર આ વી ચઢ્યો. તેણે પુછ્યું કે યાર આ તું શું કરેછે? જવાબ દીધો શેખશાદી જેવા ધુતારાના નામ ઉપર થુંકુંછું" એવું કહી પાનાનાં કટકા કરી પવનમાં ઉરાડવા મંડ્યો અને મર જી માફક બોલવા મચ્યો. ત્યારે પેલા ફકીરે કહ્યું કે ભાઇ ફકત પોથી વાંચ્યાથી કે સમજયાથી માણસ વજીર કે પાદશા હ થતો નથી પણ તેમાં લખેલાં વાકય પરમાણે વરતવાથી થાયછે. હવે જો કે તે બાર વરસ સુધી એ ગુલેસ્તાન પો થી શીખવા પાછળ મહેનત કરી પણ તેમાં લખ્યા પરમા ણે વરત્યો નહી એટલુંજ નહી પણ વળી તે પોથીમાંના અમુલ્ય વાકયની તથા તેના બનાવનારની બે અદબી કરી તો કેહે તારી આશા શી રીતે પાર પડે! આવું સાંભળી પેલો સખસ ઘણો શરમાયો અને મુંગે મોડે ઘેર જતો રહ્યો.!!

## કીસો ૨૦૩ જો.

એક બેવકુફ સખસ હમેશાં પોતાની ઓરતને કહેતો કે ઓ મારી દિલજાન તારા વગર મને જરા ચેન પડતું ન થી વળી ખરૂ કહુંછું કે પરભુ નકરે ને જો કદિ મારાં પ હેલાં તારૂં મરવું થાયતો પછી મારાથી જીવતુ રેહેવાય નહીં? મારા પરાણ તારા પરાણ સાથે મેળવું. એવું રોજ સાંભ

જતાં એક દિવસ તેની અજમાયશ કરવા તે ઓરત પોતા ના ઓરડામાં છાનીમાની સબાચક થઇ સુતીને તેના મરદને બાહારથી ઘરમાં આવતો જાણી પોતાનો ચાલતો શ્વાસ બંધ કરયો. અને મડદાની પેઠે પડી રહી. જ્યારે તે મરદ પાશે આવ્યો અને જુએછે તો ઓરતને મુએલી દીઠી તેથી તેના હાથ, પગ, મોઢું માંથુ ફેરવી ફેરવીને જોવા લા ગ્યો પણ જીવતી હોય એવી કશી નીશાની દીઠી નહી ત યારે તે બોલવા લાગ્યો કે હાય મારી પ્યારી મારાથી જુ દી થઇ હવે હું એને કયારે મળીશ! આવું સાંભળીને ઓ રતનેતો હસવું આવ્યું. તેને હસતી જોઇને પેલો મરદ પો તાનું કપાળ કુટીને કહેવા લાગ્યો કે શાં મારાં કમનશીબ છે કે જીવઆણવાની કુંચી મારી પાસે છતાં મેં મારાં કુ ટુંબ પરિવારને મરવા દીધાં! જો આ કુંચીની આગળથી ખબર હોત તો મરવા દેત નહીં!

## કીસો ૨૦૪ થો.

કોઇ શેહેરનો તુરફેજંગ નામનો એક નવાબ હતો તે હમેશાં નાચ રંગના એશ આરામમાં જીંદગી ગુજાર તો. ઇનસાફનું તથા ફરીઆદનું કાંઈ ઠેકાણું મળે નહીં જુલમગારો મન ગમતો જુલમ ગુજારતા હતા. એ શેહેરના ઊપર કોઇ રાજવંસી અંગરેજ પોતાની ફોજ લઇ ફતેહ ક રવાને ચઢી આવ્યો. તેણે ચારે તરફથી કોટ કીલ્લો ઘેરી

લીધો અને તોપના ગોળાનો માર ચલાવવા માંડયો. આ વખત પાસેના માણસોએ નવાબને ખબર આપી કે ખુદાવં ત ધણી ખમા મ.થાપર દુશમન ચઢી આવ્યો અને આપ ણો કીલો ઘેરીયો. તોપનો માર પડી રહેલો છે વાશતે તેનો કાં ઇ ઇલાજ કરવો જોઇએ. આવી ખબરના પરસંગમાં પો તે નવાબ ખુશ કેફની ખુમારીથી ચકચુર બનેલો હતો. તેથી તે ખબર કરનારને કેહેવા લાગીઓ કે "ચાલ્ય દુર જા, ટક ટક મા કર. સુદરખુંદા અને ફરખુંદા નામની ગુણકાઓનો તાયફો ઉભો કર તેમના મધુર ગાઅનના અવાજથી તોપનો અવાજ મારા સાંભળ્યામાં નહી આવેને આવ્યો આવ્યો શુ કરે છે એ દુસમનની સી તાકાત છે કે મારા કીલામાં પગમુકે" આ મ કહેછે એટલામાં પાંચ સાંત ગોળા મેહેલ ઊપર આવી બુરજ ને ઉડાવી નાખ્યો. ત્યારે પોતે નવાબ ગભરાઇને ઉઠીયો ને કેહેવા લાગો કે રે બાહાદુરખાં, દેલાવરખાં, હીમ્મતખાં, મરદાનખાં, સમશેરખાં, શેરખાં નસરજંગ, ફતેહજંગ ચાલો બધા જલ દી કરો. ને હથીયાર બાંધી દુશમનને ફતેહના હાથ દેખાડો. આવું સાંભળી તે લડવઇઆ તેલ લગાડી પોત પોતાના હ થીઆરને ઘસવા લાગ્યા. ને જેઓની પાસે તલવાર નહી હતી તેઓ સીકલીગરને ત્યાં ખરીદ કરવા ગયા. કેટલાક પોતાની બંદુકો સજ કરાવા ગયા. આગ લાગે ને કુવો ખોદવાની પેઠે બધા આમ તેમ દોડા દોડ કરવા લાગ્યા. જયારે અરધું શેહેર ખેદાનમેદાન થઇ ગયું ત્યારે નવાબના

બધા જોદ્ધા હથીઆર બાંધી બાંધીને કોટના બુરજ ઊપર ચઢી ગયા. અને ત્યાંથી તેમના જોવામાં આવ્યું કે દુશ્મન તોપ તથા બંદુકની ગોળી વગર બીજું કાંઇ મારતોજ નથી એમ જાણી બધા બાહાદુરો ગભરાઇને નવાબ તુરકે જંગ પાસે ગયા. ને કહ્યું કે એ ખુદાવંત દુશમનના શા ભાર છે કે આપણા શોહેર પર ફતેહ કરે. પણ આ વખતે અમારી પાસે દારૂ ગોળી નથી. જો હોય તો હવણાં તેને તમાશો દખાડીએ. એવું સાંભળીને નવાબે શીપેશાલાર* ઊપર હુકમ મોકલ્યો કે હાલને હાલ ખજાનો ઊઘાડીને માણસોને દારૂ ગોળી ખરીદ કરવા ખરચ આપે. હુકમ વાંચીને શીપેશાલારે ખજાનચીને ફરમાવ્યું અને સારા સારા સીપાઇઓને બે બે રૂપીઆ અને બાકીનાઓને સરાસરી ચાર ચાર આના અપાવ્યા. વળી તેઓને પગાર આપવાનો વાયદો જીત થયા ઉપર રાખ્યો. પછી ત્યાં લડવાઇઆઓને કહ્યું કે જાઓ બજારમાંથી જલદી જઈ આના બે આનાની ખપ પ્રમાણે દારૂ ગોળી લેઇ આવો. સરકારના ખજાનામાં ખોટ આવે તેવું કરશો નહી ને તાકીદથી શત્રુને નશાડો. પેલા લડવઇઆ દારૂ ગોળી લેવા બજારમાં ગયા અને જુએછે તો બધું બજાર બંધછે ને લોક નાશી ગયેલા છે. તેથી તેઓ ઊભા ઊભા વિચાર કરેછે

* સીપાઇઓનો ઉપરી.

એટલામાં સામેથી દુશમન કીલ્લાનો દરવાજો ભાગી અંદર આવ્યો. તે વેળા નવાબ તુરફેજંગ ઘોડા ઉપર સ્વાર થઇ નાઠો. ત્યારે ત્યાં સઘળા બાહાદુર લડવઇઆ લાચાર પણે હાથ ઘસીને કહેવા લાગ્યા કે યારો મોટી અફસોસની વાત છે કે આપણો સરદાર નાસી ગયો. જો આપણા હાથમાં બેબે વારની પણ દારૂ ગોળી હોત તો આ દુશમનની ફોજને મજા દેખાડત. આપણા શેહેરને તો એ શું જીતત પણ ઉલટો એનો મુલક આપણે છીનવી લેઇ નવાબને હસ્તક કરત! એવું સાંભળી સમશેરખાંને ગુસ્સો ભરાયો. તેથી તેણે પોતાના પાકીટમાંથી થોડો થોડો દારૂ અને બેબે ગોળીઓ બધાયને આપી. વળતી કહ્યું કે બંદુકની જામગરીઓ સળગાવી લાવો. જ્યારે જામગરીઓ સળગાવી ત્યારે મુછ ઉપર તાર દેઇ છાતી બાહાર કાઢી લલકારો કરીને લશ્કરની સામે ધસ્યા. પછી કટાએલી બંદુકના કાન ઉપર બરીઆન મુકી તે ઉપર વારે વારે જામગરી ફુકીને દબાવી તેથી બરીઆનનો દારૂ ફકત ઉડી ગયો ને બંદુક તો છુટી નહી! એટલામાં સામા દુશમને લાગ તપાશી એક ગોળો ફેકયો તેથી સમસેરખાં સુધ ગયા. ને દેલાવરખાં નાસી ગયા. ને તેઓ નાસતાં નાશતાં કહેવા લાગ્યા કે ચાલો યારો કાફર સાથે નહી લડવું એજ બેહેતરછે.!!

## કીસો ૨૦૫ મો.

એક અફીણી કોઇ સુબાને ત્યાં સીપાઇગીરીની ચાક

રીમાં રહ્યો. એક દહાડે પરોઢીએ લસ્કરને ચાલવાની વકી થઇ. તે વેળા પેલો અફીણી પણ ગાભરો ગાભરો ઊઠીને એક ભીંતની સામો પેશાબ કરવા બેઠો. તે પેશાબની ધાર ભીંત સાથે અથડાવાથી તેના છાંટા તે અફીણીના મોંડા ઉપર ઉડયા તેથી તે પોતાના સરદાર ઉપર ગુસ્સે થઇને બોલવાંલાગ્યો "કે શું સરદારની પણ અકલ ગઇછે કે આ બીવરસાદની ઝડીમાં લશકરને કુચ કરવા ફરમાવેછે"!

## કીસ્સો ૨૦૬ ઠો.

એક જણે બે ચાર આદમીઓને જમવાને નોતર્યા. પરંતુ જમાવાની વેળાએ તો દશ વીશ આસામી આવ્યા. તેથી ઘરમાં જેટલું રાંધેલું હતું તે સઘળું તેઓએ પાર મુક્યું ને પેલો બીચારો ઘરધણી આખી રાત પોતાનાં બાળ બચ્ચાં શુધાં ભુખ્યો રહ્યો. બીજે દહાડે સવારમાં છોકરાંએ કહ્યું કે ઓ પિતાજી આ એક કહેવત તમે સાંભળી છે કે "ત્રણ બોલાવ્યા તીયારે તેર આવ્યા, જુઓ આં હોની રીત. બાહાર વાળા ખાઇ ગયા. ને ઘરનાં ગાએ ગીત"!

## કીસ્સો ૨૦૭ મો.

ફેઝી નામનો એક મહા વિદ્યવાન થઇ ગયેછે તેને કુતરા ઘણા વાહાલા હતા અને હમેશાં પોતાના પાળેલા કુતરાઓની આશ પાશ બેસી રેહેતો. એક દાહાડો તે કુતરા

ઓની કને બેઠલો હતો. એવામાં ઉરફી નામનો ઉસતાદ તી યાં આવી પેહોચીયો. તેણે હસીને ફેજીને પુછ્યું જે આ સા હેબજાદાનાં શાં નામછે? ત્યારે ફેજીએ ઉત્તર દીધો જે એ એનાં નામ ઉરફીછે! તેજ વખત ઊરફીએ કહ્યું કે એ ના મ મુબારક છે એવું સાંભળી ફેજી સરમાઇ ગઓ કારણ કે તેના બાપનું નામ મુબારક હતું અને આ પ્રસંગે ઉર ફીના કેહેના પ્રમાણે પેલા કુતરાઓનું નામ મુબારક ઠરીયુ!

## કીસો ૨૦૮ મો.

કોઈ પાટીદારની પડોસમાં એક કુંભાર રેહેતો હતો. તેનો એક ગધેડો હતો તે ઘણો તોફાની હતો ને રોજ વારે વારે ભુકચાં કરતો. તેથી પેલો પાટીદાર ઘણો કંટાળીને રા ત દહાડો પરમેશ્વરની પ્રારથના કરતો કે આ ગધેડાને મોત આપ કે જેથી મારા કાન ફુટતા રહે. એટલામાં તેજ પા ટીદારનો જવાન બળદ એકાએક મરી ગઓ. ત્યારે તે પાટી દાર આકાસ ભણી મોહું કરી બોલવા લાગીઓ કે ભલા ભગવાન આટલા દહાડાથી તુ આખી શ્રષ્ટીનું રાજ કરેછે પણ હજી તને ગધેડાની કે બળદની ઓળખાંણ નથી!!

## કીસો ૨૦૯ મો.

એક શખસ દરીઆમાં ડુબતો હતો, તે તીયાં કીના રા ઉપર બીજા ઉભેલા આદમીને જોઇને બુમો પાડવા લા

ગયો કે અરે યારો મને જલદીથી કાઢો નહીતો આખી દુનીઆ ડુબશે. આખી દુનીઆં ડુબવાની દેહેસતે લોકે તેને ખેંચી કાઢયો અને પુછીયું કે ભાઇ તને એકને દરીઆમાંથી કાઢત નહી તો આખી દુનીઆં કેમ કરીને ડુબત? ત્યારે તેણે જવાબ દીધો જે તમે બધા ખરે ખરા બેવકુફ છો. શું આવી કેહેવત નથી સાંભળી કે "આપ મુએ પીછે ડુબ ગઇ દુનીઆં.

## કીસ્સો ૨૧૦ મો.

એકવાર એક ઠેકાણે જુદા જુદા દેશના લોકની મંડળી ભરાઇ હતી. તીયાં એક સમરકંદનો રેહેવાશી મોટી ડાઢી વાળો પોતાના દીકરાને તેડીને ગયો તીયાં દેશ દેશના મેવાના વખાણ થતાં હતાં. તે સાંભળી પેલા સમરકંદીનાં છોકરાએ કહ્યું કે મારા મુલકમાં એક તરાહની દ્રાક્ષ થાયછે "તેને રીશબાબા" કરી કહેછે, તે સરવે દરાક્ષ કરતાં ચઢતી હોય છે. હવે તે મીજલસમાં એક ખુરાસાનનો રેહેવાશી પણ બેઠેલો હતો, તે બોલીયો કે મારા દેશમાં એક જાતની દરાક્ષ પાકે તેનું નામ "સાહે ગુલામ" કેહેવાયછે તે તમારી રીશ બાબા કરતા ઘણી સરસછે! હવે જાણવું કે રીશ એટલે ડાઢી અને બાબા એટલે બાપ તેથી પેલાના બોલવાનો અરથ એવો થઓ કે દરાક્ષનું નામ બાપની ડાઢી તે સાંભળી પેલા ખુરાશાનીએ મેહેણુ મારયુ કે તારા બાપની ડાઢી કરતાં ખાહે ગુલામ એટલે શેવકના ખુશીઆ સારાછે!

## કીસો ૨૧૧ મો.

કોઇ મુગલ બાળપણથી હીદુસતાનમાં આવીને મોટો થયો એક દીવસ તેને ઘેર નાચ પડતો હતો તીયાં નાયકા એવો ટપ્પો ગાતી હતી કે "રંગીલી છબીલી દુલહન"* આવા પ્રસંગે ભરાએલી મીજલસમાં પેલા મુગલને કોઇ જુવાનીઆએ પુછયું કે મીયાં સાહેબ આ જે ગાએછે તે તમે સમજો છો? તીયારે તેણે ફારશી ભાષામાં કહી સંભળાવ્યું કે હા હું સમજુ છું આટલા વરસથી હિંદુસતાનમાં રહું છું ને કેમ ન સમજું. એના ગાવામાં જે છબીલી રંગીલી આવે છે તેનો અરથ "છ બીલાડીઓ રંગેલી" એવો થાયછે!

## કીસો ૨૧૨ મો.

કોઇ પાદશાહને ત્રણ ઓરતો હતી. તેઓમાં એકનું નામ જાંહાં બેગમ, બીજીનું નામ હયાત બેગમ અને તીજીનું નામ ફના બેગમ હતું. એક દિવસ કોઇ ફકીરે આવીને પાદશાહને એવો સવાલ કરયો કે તરણમાંથી તારી એક બેગમ મને આપ. એ વિશે પાદશાહે મેહેલમાં જઇને પરથમ જાંહાં બેગમને પુછ્યું તયારે તેણે એવાં જવાબ દીધો——

* પરણેલી કન્યા.

બેત.

તો પાદશાહે જાંહાંની જાંહાં જે દસ્ત મદેહ ! !
કે પાદશાહે જાંહા રા જાંહાં બકાર આયદ.

એટલે કહુ કે તું જાહાનનો ખાવંદ છે. વાસતે પોતાના હાથથી જાહાનને ખોતોના કેમકે જાહાના[1] પાદશાહને જાહાન ઘણી કામ આવસે. આવું સાંભળી પછી પાદસાહે પોતાની હયાત બેગમને પુછી જોયું ત્યારે તે પણ નીચે પરમાણે બેત બોલી.

જયાં ખુસ અસ્ત વલેકીન હયાત મીબાયદ
વગર હયાત નબાશદ જાહાન ચીકાર આયદ.

એટલે કહ્યું કે જાન શારીછે પણ હયાત જોઇએ જો હયાત નહી હોયતો જાંહાંન શા કામની. આવું સાંભળી વળતી ફના બેગમને પુછતાં તેણીએ પણ નીચે પરમાણે બેત કહી સંભળાવી—

જેહાનો હયાતો હમે બે વફાસ્ત
ફનારા નંઘેદાર આખર ફનાસ્ત. ૨

એટલે કહ્યુ કે જહાંન તથા હયાત એ બન્ને બેવફા[2] છે પણ તું ફનાનાને જોતો રહે. કારણ કે આખરે ફના છે. આ રીતની ત્રણેની ત્રણે બેતો પાદશાહે પેલા ફકીરકને જઇ કહી સંભળાવી. તે સાંભળીને ફકીર ઘણો ખુશ થયો

૧. દુનીઆં ૨. ઠેકાણા વગરની.

ને તેણે કહ્યું કે બાદશાહ તમારી બેગમો તમને મુબા રક હોજો. મારેતો જે પરિક્ષા કરવી હતી તે પુરી થંઈ!

## કીસો ૨૧૩ મો.

કોઇ ડોશીની દીવાળી નામની એક દીકરી ઘણી ખુ બસુરત અને રૂપાળી હતી. દઈવજોગે તે ઘણી માંદી થઇ ગઈ. તેથી તેની ઘરડી મા બહુ ઊદાસ થઇને તેની પથારી આગળ બેશી રેહેતી અને વારે ઘડીએ બોલતી કે " એ મારી વાહાલી લાડકી મારો પ્રાણ તારી ઉપર કુરબાન હો જો. " વળી રોજ સવારમાં ઉઠીને હાય અફસોસ કરી પ્ર ભુ પાસે માગતી કે " હે કરતાર આ મારી લાડકડીની અલાબલાને દુર કર અને જીવવાથી કંટાળેલી મુજ સરખી ડોશીનો જીવ તેને બદલે લે. એ રીતે પોતાની બેટીના હ કમાં સારૂં થવાનું માગતી. એક દિવશ એવો બનાવ બન્યો કે તેની ગાય ચરવા ગઇ હતી ત્યાંથી જેવી આવી તેવી ઘ રના રસોડામાં પેઠી ત્યાં એક ડેઘમાં ખાવાની લાલચે મા થું ઘાલ્યું તે શીંગડાને લીધે માંહીનું માંહી ભરાઇ રહ્યું તેથી અકુળાઇને ડેઘ સુધાં રસોડામાંથી ગાય બાહાર નિકળી અને ઘરના આ ખુણેથી પેલા ખુણે ભટકવા લાગી. એકા એક આ ભયંકર બનાવ પેલી ડોશીની નજરે પડયો તેથી ઘ ણી બીહીની અને સમજી કે લોક જે કહેછે તે આજ જી વ લેનાર જમડો હશે અને નક્કિ તે મારી દીવાળીનો જી

વ લેવા આવેલોછે પણ જો તેના જાણવામાં નહી આવેતો કોઇને બદલે કોઇનો જીવ લેઇ જશે એમ ધારી કહેવા લા ગી કે અરે એ આકાશથી ઊતરેલા જમડા હું કાંઇ દીવા ળી નથી. હું તો ગરીબડી ડોશીછું. ને તું જેનો જીવ લે વાને આવ્યોછે તે દીવાળી દીકરી તો ઓસરીમાં પથારીએ સુતીછે ત્યાં જા અને રખે મારા સામો આવતો!

## કીસો. ૨૧૪ મો.

એકવાર અકબર પાદશાહે બીરબલને કાંઇ વાત પુછી ત્યારે તેણે એવો જવાબ દીધો કે જે જવાબ પાદશાહે પો તાના દિલમાં ધારેલો હતો. તે સાંભળી પાદશાહે કહ્યું કે મારા મનમા પણ એમજછે. ત્યારે બીરબલ બોલ્યો કે હજ રત એતો એમ છે કે " (સો શાણાનુ એક મત) પાદ શાહ બોલ્યો કે વારૂ આવી કેહેવત પણ ચાલેછે કે " (ક પાળે કપાળે બુદ્ધિ) " ત્યારે ત્યાં બીરબલે વીનંતી કરીને કહ્યું કે પૃથ્વીનાથ મરજી હોય તો એ વાતને અજમાવી લો. પછી પાદશાહે તે વાત અજમાવાને બીરબલને ફર માવ્યું. તેથી બીરબલે શેહેરમાંથી સો બુદ્ધિશાળીને તેડાવ્યા અને મધ્ય રાત્રીની વેળાએ પાદશાહની સમક્ષ એક ખાલી હોજ બતાવીને કહ્યું કે ભાઇઓ પૃથ્વીનાથનો એવો હુકમ છે કે આ વેળાએ તમારે બધાયને એકેકો દુધનો ઘડો ભ રી આ હોજમાં રેડવો, આવો પાદશાહનો હુકમ બીરબલ

ના મુખથી સાંભળતા પેલા સો વિદ્વાનોએ પોત પોતાના દિલમાં એવું ધાર્યું કે જયાં નવાણુ ઘડા દુધના પડશે તેમાં મારો એક પાણીનો ઘડો શી રીતે જણાઈ આવશે ! એમ વિચારી રાતરે દરેક જણે પાણીના ઘડા લાવી પેલા હોજમાં રેડયા. વળતી સવારમાં બીરબલે પાદશાહને દેખાડયુ તો હોજમાં લગારે દુધ ના મળે. ત્યારે પોતે અકબરશાહે પેલા વિદ્વાનોને પુછયું કે તમે શું સમજીને મારો હુકમ ન માન્યો અને દુધને બદલે પાણીથી હોજ ભર્યું ! ત્યારે બધાઓએ હાથ જોડી જોડીને વારા ફરતી કહ્યું કે કૃપાનાથ ચાહાય તો મારો કે ઊગારો પણ સેવકના દીલમાં એવું આવ્યું હતું કે જયાં નવાણુ ઘડા દુધના આવશે ત્યાં મારો એક ઘડો પાણીનો કયાં માલમ પડવાનો. એવી વાત સઘળાઓના મુખથી એક સરખી સાંભળીને પાદશાહે બીરબલને કહ્યું કે જે કાંને સાંભળતાં તે આજ આંખે જોયું કે ( સો શાહાણાઓનું એક મત ! )

## કીસો ૨૧૫ મો.

કોઈ ઉસ્તાદ પાસે એક છોકરો તાલીમ લેતો હતો. પેલો ઊસ્તાદ મીઆ અફીણી હતો. જયારે તેનું અફીણ ઉતરી જતું ત્યારે તેને ઉંઘ આવતી. જો તેવા વખતમાં કોઇ તેને કાંઇ કહે અથવા શાગરીત કાંઇ બોલ પુછે ત્યારે તે ગુસે થઇને ઘણો ઠપકો આપતો. વળી બિચારો શાગરદ તેને

હમેશાં એવી તાકીદ આપતો કે જો ફરીથી કોઈવાર મારા વગર પુછવે કાંઇ પણ વાત કરી અથવા મને સુતેલો જ ગાડયો તો મારતા મારતા ચામડી ફોડી નાખીશ ! આ સાભળી શાગરીતોએ તોબા કસ્યા ને કહેવા લાગ્યા કે હવે ફરીથી હરગીસ એવું કામ નહી કરીએ. એક દિવસ રાતે ઊસ્તાદજી દીવો પોતાની સામો મુકીને સાગરીતોને પઢાવ તો હતો. તેટલામાં તેને એક કેફમાં ઝોકું આવ્યું તેથી તે ની પાગડીનો છેડો દીવા ઉપર પડી સળગવા લાગ્યો. પાગ ડી અરધી સળગતી આવી અને તેના તાપની જ્યારે આં ચ લાગી ત્યારે ચોંકી પડયો અને સાગરીતોને કહેવા લા ગ્યો કે અરે બેવકુફો પાસે બેઠા બેઠા તમે મારી સળગતી પાગડી જોતા હતા ને મને કેમ ન જગાડયો? એવું કહીને તેણે બધાયને એક એક લપડાંક મારી ત્યારે બીચારા શાગ રીતો રડીને કહેવા લાગ્યા કે તમેજ અમોને પ્રથમથી વા સ્યા હતા કે "સુતી વખતે મને જગાવતા નહી; અને વ ગર પુછવે અમ સરખા મોટા આગળ એક અક્ષર પણ બોલવો નહી! કેમકે તે બે અદબીછે" એવી આપેલી સી ખામણ યાદ રાખીને અમોએ આપ સાહેબજીને જગાડયા નહી. ઊસ્તાદજીએ કહ્યું કે(લા હુલ વલા કૌવત) મેં કાંઇ તમોને એવી મનાઈ નોહોતી કરી કે સામે કોઇનું નુકશાન થતું હોય તો તેને ખબર આપવી નહી ને બેઠાં બેઠાં જોયાં કરવું. !

## કીસ્સો ૨૧૬ મો.

એક મુલ્લાંજી જ્યારે પોતાના લોકો સાથે રીસાતો તીયારે કહેતો કે હું પરદેશ જતો રહીશ. એક દીવસે કાંઇ કારણથી ઘણો ગુસે થઇ બોલ્યો જે "લ્યો હવે હું આ જતો રહું' 'એટલું' કહી તેના ઘરની પાસે એક મસીદ હતી તેમાં જઇને તે બેશી રહ્યો. એક જણે તેને જોયો તેથી તે જોનારે પુછ્યું કે મુલાં સાહેબ તમે તો શહેરમાંથી જતા રહ્યા સાંભળ્યા હતા ને? તીયારે મુલ્લાંજીએ જવાબ દીધો કે ભાઇ તેં આવી કહેવત નથી સાંભળી કે "મુલ્લાંકી દોડ મશીદ તક !"

## કીસ્સો ૨૧૭ મો.

જેવામાં નાદરશાહ પોતે દીલ્લીમાં આવ્યા તેવામાં તેમના લશ્કરમાં કેટલાક મુગલો હતા. તેઓ શહેરમાં તમાશો જોવા નીકળ્યા. તેમાંના એક જણાને ઘણી ભુખ લાગી તેથી ત્યાં કોઇ સાબુવાળાની દુકાન પર સાબુના મોટાં મોટાં ચકતાં જોઇ તેણે દુકાનદારને કહ્યું કે યાર આ પનીરની ચકતીઓમાંથી એક ચકતી મને જલદી આપ હું ઘણો ભુખ્યો છું. પેલા સાબુવાળાએ કહ્યું કે અરે ઓ કાકા સાહેબ એ તો સાબુ છે પનીર ન હોય" ત્યારે પેલા મુગલે આંખ ફેરવી કહ્યું

કે રે ભડવા તું જુઠું બોલેછે. લાવ ઝટ લાવ પછી તે દુકા નદારે જાણ્યું કે હઇયાનો ફુટો પુરે પાંશરે માનનાર નથી તેથી સાબુનું એક મોટું ચકતું તેને આપીયું. તે મુગલે લે તાં વાંત તેમાંથી ભાગીને એક મોટો કડકો મોડામાં મુકયો અને ચાવતાં ચાવતાંમાં તેના હોઠ ફાટયા અને જીભ સોરા ઇ ગઇ તેથી ગભરાઈને બોલ્યો કે અરે અરે મોડું બળી ગ યું. એવું સાંભળી ત્યાં ઉભેલા બજારના લોક ખડ ખડીને હશવા લાગ્યા. ને તેને બધાએ મળી કહ્યું કે કેમ મીરજાં સાહેબ આ પનીરની મજા તો ખુબ ચાખી! આવું મશ્કરી ભરેલું વચન સાંભળી શરમાઇને ડોક નીચી નમાવી ચા લતો થયો. !

## કીસો ૨૧૮ મો.

કોઇ મુગલ પોતાના દેશથી પહેલ વેહેલો હિંદુસ્તાનમાં આવ્યો હતો. તે ચઉટામાં ફરવા નીકળ્યો ત્યાં એક કાછી આણ જાંબુનો ટોપલો લેઇને વેચવા બેઠી હતી. મુંગલે પુછયું કે અરે બાઇ આ મેવાનું નામ શું? તેણીએ કહ્યું કે એને જાંબુ કહેવાય. આ વખતે જાંબુ ખાવાને મન તો લ લચાયું પણ તે મુગલ પાસે પઇશા હતા નહી. પછી તે જાંબુના આકારને સરતમાં રાખી ફરતો ફરતો એક વાડીમાં આવી ચઢયો. તીયાં એક મોટું જાંબુડાનું ઝાડ હતું. તે નીચે કેટલાંક જાંબુ ખરી પડેલાં હતાં તેમજ તે જાંબુના પ

ડમાં બે ત્રણ ભમરા બેઠેલા હતા. તેમનો આકાર પણ ઘણું કરી જાંબુને મળતોજ હતો તેથી તે મુગલે જાંબુની જોડે પેલા ભમરાને પણ વીણી લીધા. તે બીચારા હાથની ચ પેટીમાં દબાયાથી બહુ ગણગણવા લાગ્યા તીયારે તે મુગલ બોલ્યો કે અરે રાંડના જાંબુ હવે તમે ગુણગુણ કરો કે ભુગુભુગુ કરો પણ એકેને હું છોડવાનો નથી. ।

## કીસો ૨૧૯ મો.

કોઇ એક ગહસ્થની એવી ટેવ હતી કે જયારે પોતાના ચાકરો ઊપર ગુસે થાય તીયરે તેઓ બિચારાને ખુબ મારે. વળતી બે ચાર ઘડી વીતે એટલે દરેક ચાકરને પાંચ પાંચ સાત સાત રૂપીઆની મતા આપે. એક દિવસ કાંઇ કસુર પડવાથી તે ગહસ્થે પોતાના બધા ચાકરોને બહુ મારમારી બે હાલ કરયા. આ પ્રસંગે તીયાં કોઇ તરાહીત આદમી ઉભેલો હતો તેણે પેલા ચાકરોને સાનમાં સમજાવી કહ્યું કે તમે આ શેઠના હાથનો રોજ મારખાઓછો તીયારે શું તમને કયાંહી બીજે ઠેકાણે ચાકરી નથી મળતી? આવું સાંભળી તેઓમાંથી એક જણો બોલી ઉઠયો કે ભાઇ તે આવી કહેવત નથી સાંભળી કે ("દુજણી ગાયની બે લાતોએ સારી")!

## કીસો ૨૨૦ મો.

કોઈ એક નવાબને કેટલાક રજપુતો ખંડણી ભરતા હતા તેઓમાંથી જેટલાએ ખંડણી ભરતાં આનાકાની કરવા માં

ડી તેથી તેઓનાં ગામ પર ફોજ મોકલીને લુટ કરાવી. એવા લુટના પ્રસંગમાં એક મુગલ સીપાઇ કોઇ ગ્રહસ્થના ઘરમાંથી ખાવાને સારૂં રોટલીઓ તથા કઢી ભરેલું હાંલુ ઉચકી લાવ્યો. પછી એક ઠેકાણે બેસીને રોટલી ખાવા લાગ્યો અને પેલા હાંલ્લામાંની કઢીની ઓળખાણ નહીં પડવાથી તે શાળેફડા વતી લેઇ સુંઘવા માંડી. તેના થડમાં થઇને કોઇ હિંદુસ્તાની જતો હતો. તેણે પેલા મુગલને પુછ્યું કે કહો મીરજાંજી શું ખાઓછો? મુગલે કહ્યું કે યાર આ રોટલી તો મારા ઓળખવામાંછે પણ જે આ હાંલ્લામાંછે તે ઊપર જરા શક જેવું છે. જાણે કોઇ નાહાનું છોકરૂં ચરકેલું હોય એવું લાગેછે. !

## કીસ્સો ૨૨૧ મો.

કોઈ આરબને બે લુંડીઓ હતી. તેમાં એક ખૂબસુરત હતી પણ તેને મરદનો સંગ થયેલો હતો. ને બીજી કાચી કુંવારી કે જેને કોઇ પણ પુરૂષનો હાથ અડકેલો નાહોતો પરંતુ તે ઘણી બદસુરત હતી. તે બન્નેને બજારમાં વેચવા સારૂ લેઇ ગયો. તીયાં એક ખરીદદાર આવી પહોચ્યો તેનું દીલ પેલી કુંવારીની તરફ લલચાયું તીયારે પેલી પુરૂષના સંગવાળી લુંડી બોલી કે અરે શેઠ મારામાં ને એનામાં ફક્ત એક રાતનોજ તફાવતછે. એવું સાંભળતાં બોલવામાં યુક્તિવાળી અને સ્વરૂપમાં રૂડી જોઇ

તે ખરીદદારનું મન તેના તરફ ખેંચાવ્યું. અને તેને લે વાનો ઠરાવ કર્યો એટલામાં પેલી કુંવારી બોલી ઊઠી કે " સબેકદર [1] હજાર વરસ કરતાં સરસછે !

## ફીસો ૨૨૨ મો.

કોઈ ફકીર એક મસીદમાં બેશીને ભાંગ ઘુંટતો હતો તેને કોઇ હબસીએ પોતાના ઘરના મેડાની બારીએથી જોઇને કહ્યું કે ઓ અધરમી આ ઘર ખુદાનુંછે ને માથું ન માવાની જગાછે તીયાં તું ભાંગ ઘુંટવા બેઠોછે ! તીયારે તે ફકીરે માથું ઉંચું કરીને કહ્યું કે માફ કરજ ઓ ખુદા તાલા. ઠપકાનું ફળ જાણવાને તું આરસીમાં જો કે કેવું મોડું કાળું થયુંછે !

## ફીસો ૨૨૩ મો.

કોઇ બાદશાહ પોતાના શેહેરમાં સ્વારી સાથે ફરવા નિકળ્યો તેને જોઇ તમામ રઇયતે સલામ કરી પણ ત્યાં ઊભેલા પાટીદારના એક છોકરે સલામ કરી નહીં. તેથી બાદશાહે જમાદાર પાસે પકડાવી કેદ કર્યો. આ વાત આખા શેહેરમાં ચાલી. તેથી પેલા છોકરાનો મોટો ભાઇ દોડતો દોડતો બાદશાહ પાસે આવ્યો અને કહેવા લાગ્યો કે સાહે

---

1 મુસલમાની રજબ મહીનાની ૨૭ મી તારીખની રાત. એ લોકમાં એનો મહીમાં ઘણો ગણાયછે.

ખ મારા ભાઇને છોડી દો એને સલામ કરવામાં શું સમ જે. આ તમને સલામછે અને તમારા પેટની ડુંડને પણ સલામ છે! આવું સાંભળી બાદશાહને તો સલામ નહીં કરનાર ઉપર જેટલી રીસ ચઢી હતી તેના કરતાં આ પેટ ની ડુંડને સલામ કરનારા છોકરા ઉપર વધારે ખોટું લાગ્યું તેને પણ કેદ કર્યો. આવી ખબર આ છોકરાઓના બાપ ને પડવાથી તે લથડ પથડ ચાલતો બાદશાહ પાસે આવ્યો ને હાથ જોડીને કહેવા લાગ્યો કે હે પરજાના બેલી શેવાં કે મારા દીચરાઓને કેદ કર્યાછે. બાદશાહ બોલ્યો કે જો તારા નાના છોકરે બીલકુલ મને સલામજ ન કરી અને તારા મોટે છોકરે આવીને મને તો સલામ કરી તે ઠીક પ ણ વળી મારી દુંદને સલામ કરી! વાસ્તે એ બેને પુરી મું કયાછે. આવું સાંભળી પાટીદાર કચેરીમાં ઘાંટો કાઢી બો લ્યો કે મારો દીચરો મોટોએ ઘેલફાડયો હતો જે પાદશાહને સલામ કરી તે કરી પણ પાદશાહની દુંદમાં શું દેવતા મુકવોતો ! આવું સાંભળી બાદશાહને તો બહુજ ક્રોધ ચ ઢયો અને પાટીદારને પણ કેદમાં પુર્યો. એક ઘરનાં ત્રણે આદમી કેદમાં પડયા. હવે તેમના કોઇ બે સગા છોડાવા ને બાદશાહ પાસે આવ્યા. અને કહેવાતો ગયા પાંશરી રી ત પણ દેહેશતથી એવું બોલી જવાયું કે કે હે નાથ તમે અમારા છોકરા છો અને અમે તમારા બાપ છીએ વાસ્તે માફ કરી એ ત્રણેને છોડી દો. એ રીતે બોલ્યા પણ સારૂં

થયું કે બાદશાહ તો તેથી ઉલટું સમજયો અને જાણ્યું કે તે અરજ ગુજારેછે. પછી બાદશાહે પુછયું કે તમે બે શા સગા થાઓછો? જવાબ દીધો કે અમે આંગળીઆ ભાઈ થઇએ છીએ. ફરી પુછયું કે આંગળીઆ ભાઇ કોને કહેવા ય? ત્યાં વજીર જવાબ દેતો હતો એટલામાં પેલા બેવકુફ બોલી ઊઠયા કે જુઓ સાહેબ જાણે બાદશાહનો બાપ મરી જાય પછી બાદશાહની મા બાદશાહને સાથે લેઇ નાતરે જાય ત્યાં જે બીજો છોકરો જણે તે અને બાદશાહ એ બે આંગળીઆ ભાઇ કહેવાય! આવું સાંભળતાં બાદશાહને નખશીખ જવાળ લાગી અને તેમનું માથું કાપી નાખવાની તઇઆરીમાં હતો એટલામાં વજીરે બાદશાહને સમજાવીને કહ્યુ કે પૃથ્વીનાથ એ કાંઇ કુડમાં નથી બોલતા પણ એ રીતે ભોળપણથી બકેછે. પછી બાદશાહ જરા ધીમો પડી તેમને પણ કેદ કરયા પછી પાટીદારની આખી નાત તે પાંચેને છોડાવા એકઠી થઇને કચેરીમાં આવી પણ બાદશાહ ઘણો ધુસ્સામાં હતો તેથી તેઓની અરજ સાંભળી નહીં. વળતી વજીરે તેઓને કહ્યું કે પાછા જાઓ હાલ બાદશાહ તો કશું સાંભળવાના નથી. એમ છતાં કદી સામા મેહેલમાં જઇ બેગમને બે વાંના કોહો જો તે કદિ બાદશાહને સમજાવે અને તકસીર માફ કરાવે. પછી બધા બેગમ પાશે ગયા અને કહેવા લાગીયા કે અમારો ધણી તો અરજ સાંભળતો નથી પણ હવે તું

સાંભળે તો કાંઇ ઉગરવાનો આરો રહે તું અમારી ધણી આણીછે વાસ્તે જયારે તું એ ન સાંભળે તીયારે અમારૂં કોણ બેલી ! ધણીઆણી કહી તેથી બેગમને બહુ ખોટું લાગ્યું અને આખી પાટીદારની નાતને તે વેળા કેદ કરાવી. છેવટે બાદસાહ અને બેગમે વિચાર કર્યો કે આ પાટીદાર લોકને બોલવા ચાલવાનો કશો વિવેક નથી પછી તેમની કપટ વગરની પણ કોહોવાડા સરખી બોલી ઉપર હશીને તેઓને છોડી દીધા. !!

## કીસો ૨૨૪ મો.

કોઇ ગામમાં કુંભારની ગધેડી માંદી પડી તેથી તેના માલીકે એક બ્રાહ્મણ માન્યો. અને તે ગધેડી પણ સાજી થઇ. તે કુંભારને ઘેર એક દિવસ તરપંડી (ત્રિપિંડી) કરવાની ઠરી. પેલો કુંભાર તો તરપંડીને કરવાને આગલે દહાડે દરવાજા બાહાર ઇટવાડે ગયો. તે જતાં પોતાની બાયડીને કહેતો ગયો કે તું તારે આવતે કાલ તરપંડીના બ્રાહ્મણ જમાડજે. હું કદી મોડો વેહેલો આવું તો વાટ જોઇશ નહી. કેમકે ઇટવાડે કામ ઘણુંછે. પછી કુંભારણે તરપંડીના ત્રણ બ્રહ્મણ નોતર્યા. અને ભેગા ભેગી પેલી ગધેડીની માનતાનો પણ એક બ્રાહ્મણ નોતર્યો. રસોઇ તૈયાર થયે પાછલી વેળા ચારે બ્રાહ્મણ જમવા બેઠા હવે પેલો કુંભાર ઇટવાડેથી ઘેર આવ્યો અને ચાર બ્રાહ્મણ જો

ઇને વિચારમાં પડયો કે તરપંડીમાં તો ત્રણ બ્રાહ્મણ જો ઇએ પછી તે વિશે કુંભારણને પુછતાં તે ધાંટો કાઢી બો લી કે કેમ ભુલી ગયા આ ત્રણ તો તરપંડીના ને પેલો એક ગધેડીનો? બીચારી કુંભારણ તો ભોળા ભાવથી ગધેડી સાથે થવા બ્રામણ માનેલો માટે એવું બોલી. પણ પેલા બ્રા મણને તો એટલું બધુ ખોટું લાગ્યું કે શરમાઇને નીચું મોડુ કર્યું. તે દિવશથી કહેવત ચાલતી આવેછે કે "તરપં ડીના ત્રણ ને એક ગધેડીનો."

## કીસો ૨૨૫ મો.

દોહરો.

રણછોડા જગમાં રહે, ઠગને પણ ઠગનાર;
કુવા કાંઠે ચોરને, ચાલ્યો ઠગી કુમાર.

કોઇ એક છોકરે પરગામ જતાં રસ્તામાં કોઇ ચોરને આવતો જોઇ વિચાર્યું કે " તે મારા લુગડાં લેઈ લેશે તેથી તે વેળા ધીરજથી તેણે એક તદબીર શોધી કાઢી. તે તીયાં પાશે ખેતરમાં એક કુવો હતો. તેના કાંઠા પર જ ઇ મોટે સાદે રડવા લાગ્યો. તે સાંભળી પેલો ચોર તેની પાસે જઇ રડવાનું કારણ પુછવા લાગ્યો. તીયારે છોકરો બો લ્યો કે અરે ભાઇ પાણી કાઢતાં મારોતો દોરી લોટો કુ વામાં પડયો. જો મારા ઘરનો હોત તો મને આટલું લા

ગત નહી. પણ હવે મારા ગરીબની શી વલે. તે લોટોતો મારા શેઠનોછે. અધુરામાં પુરૂ તે રૂપાનોછે. મારા ગરીબનું શું ગજુ કે કીમત ભરી શકોશ આવી હકીકત સાંભળી ચોરે વિચાર્યું કે જ્યારે રૂપાનો લોટો છે તીયારે તો તે વધારે કીમતનો હશે જો તે હાથ લાગે તો કામ થઇ જાય પછી છોકરાને કહ્યું, ભાઇ આ મારા લુગડાં સાચવજે હુ કુવામાં ઉતરી લોટો કાઢી આપુંછું એમ કહી લુગડાં કાંઠે મુકી કુવામાં ઉતર્યો. અને ડુબકીઓ મારી મારી લોટો ખોળવા મંડયો. એટલીવારમાં પેલો છોકરો ચોરનાં કપડાં લેઇ એકદમ નાશી ગયો ચોર થાકીને ઠાલો માલો ઉપર આવ્યો ને જુએછે તો પોતાનાં લુગડાં કે છોકરો તીયાં મળે નહી. તેથી નીરાશ થઇ પોતાના દિલ સાથે કહેવા લાગ્યો કે અરે રામ ઠગને પણ ઠગ મળતા દેખાયછે !

